# ભીખા કલ્યાણજીની કંપની.

## ઈંગ્લીશ દવા વેચનાર—બહારકોટ જુમા મસીદ—મુંબઈ.

**દાદર માટે ખાસ—બકાલા ઓઈન્ટમેન્ટ**—માત્ર બે ત્રણ વખત લગાડવાથી જરા પણ બળ્યા વગર ગમે તેવી દાદર તદન મટી જાયછે. આ દવા ઠંડક સાથે ખુજલી આપેછે ને દરદનો જડમુળથી નાશ કરેછે ને ફરી તે દરદ એ જગાએ પાછું થતું નથી. એ અકસીર ઇલાજ ઘણા વખતથી હજારો દરદી ઉપર અજમાવેલો હોવાથી અમે હીમતથી કહીએ છીએ કે કદાપી તેનાથી આરામ ન થાય તો તેના પૈસા અમો પાછા આપીશું. **કીંમત દરેક બાટલી દીઠ આના ૪.**

**સંધીવા તેમજ દરેક જાતના દુખાવા માટે ખાસ ગાંડીવ એન્ટી ર્હુમેટીક બામ**—આ મલમ શરીરે ચોળવાથી, સંધીવા સરખો દુઃખદાયક રોગ થોડા વખતમાં નાબુદ થાયછે. હાથ પગનું રહી જવું, શરીરના કોઈ અવયવ ઉપર એકદમ સોજો ચઢી આવવો, પેડુની આજુબાજુના ભાગમાં અતિશય દુખાવો થઇ આવવો, વાંસો ફાટયા કરવો તથા અકડાઇ જવો, કમરનો ભાગ જલાઈ જવા, ગરદનની નસો સજડ થઇ જવી, તેમજ સ્ત્રીઓના કેટલાક ભયંકર રોગો જેવાકે સુવાવડ અને ગભાંશયના રોગોને લીધે કમર અને પગનું જલાઇ જવું વગેરે દરેક જાતના શરીરના દુખાવા ઉપર આ મલમનો ઉપયોગ કરવાથી તરત આરામ થાયછે. સરદીને લીધે માથાનો દુખાવો અને હલવર આ મલમ ઘસવાથી મટી જાયછે, જડબું ચંપાઇ રહી જવું, દાંત ખીલી બેસી જવી, હાથપગ ખેંચાઇ જવા વીગેરે ચીન્હોનો આ મલમ નાશ કરેછે. **કીંમત શીશી એકના ફક્ત આઠ આના.**

**કોલેરા માટે ખાસ—સંજીવન મીક્ષચર**—ભયંકર રોગો—કોલેરા કે જેને વીસુચીકા, મહામારી, પટકી, કોગળીયું, વગેરે નામોથી ઓળખવામાં આવેછે, તે દરદપર આ "સંજીવન મીક્ષચર" જ અનુભવથી સત્તાભરેલી રીતે સીદ્ધ થયલું ફાયદાકારક છે. સાધારણ રોગો—જેવાકે પેટમાં ચઢી આવતો વાયુનો ગોળો, ચુંક અને દરેક જાતનું શુળ એથી નાબુદ થાયછે. અપચો, અજીર્ણ, ખાટાખારા ઓડકાર વગેરે રોગોને તુરત મટાડેછે. સરદીને જલદી મટાડેછે, જઠરાગ્નીને બળ આપી પાચનશકતીને સતેજ કરેછે. **કીંમત બાટલી એકના દશ આના.**

**જવર તાવની નાશકારક ગોળીઓ—ભીખા કલ્યાણજી ફીવર એંડ એગ્યુ પીલ્સ**—કોઇ પણ જાતના તાવને ચોકસાઇથી રીતે એકજ દીવસમાં હઠાવનાર, અસરકારક ગોળીઓ. ફક્ત એક દીવસમાં ચાર ગોળીઓથીજ તાવ જાયછે. વીદ્વાન ડાકટરોની શોધનું આ એક ઉત્તમ પરીણામ છે. કોઇને પણ આરામ નહી થશે તો પૈસા પાછા આપવામાં આવશે. **કીંમત શીશી એકનો રૂપીઓ એક.**

એગ્યુ મિક્ષચરની બાટલી ૧) ની કીંમત આના બાર.

ભીખા કલ્યાણજીની કંપની.



## થી બેપરવા રહી પાછલથી પસ્તા શો !

અગરજો તમારી આંખે વાંચતાં યા સીવતાં હરકત પડે, આંખ યા માથું દુખે, આગ બળે, પાણી ગળે, અને આંખ લાલ થાય તો જાણવું કે ચશ્માની જરૂર છે યા તો આંખમાં કાંઇ દરદ શરૂ થાયછે. તે છતાં બેપરવા બેસી રેહશો તો પાછલથી પસ્તાવું પડશે.

આંખની ખામીઓનું હમારૂં જ્ઞાન, અનુભવ, અને તપાસવાનાં ઓજારોનો લાભ તમોને મફત આપી આંખના ડાક્ટર દીનશાહની સંભાળ હેઠલ અંધારા ઓરડામાં આંખની "રેતીનોસકોપીક" તપાસ કરી સરવે કરતાં ઓછા ભાવે ઉત્તમ જાતના ચશ્મા લાગુ કરીયેચ. જેઓને ચશ્માની જરૂર નહી જણાશે પણ આંખનું દરદ હશે, તેઓને ડાક્ટર દીનશાહ (વેલાતની "રોયલ વેસ્ટમીનસટર" વીગેરે આંખની આસ્પીટાલોના માજી "ક્લીનીકલ એસીસટન્ટ") ની સલાહ અને દવા લેવાનું બની આવશે. ઘણાં ગરીબોની આંખના ઇલાજ, મોતીઆ વીગરેનાં ઓપરેશન મુફત કરવામાં આવશે.

## હાફ્ણના અકસીર ઈલાજ શું ?




ગમે એવી સખત, મુદતની **હાફ્ણ, દમ, બ્રોંકાઈતીસ,** ગુંચ અને સરદીની **ખાંસી, સસની, ઈનફ્લુએનઝા, પ્લુરીસી, ન્યુમોનીઆ** જેવાં જીવલેણ દરદો ઉપર પેહલો ભાગ લેતાંજ એવી તો ચમતકારીક અસર કરેછે કે હીંદુસ્તાન, વેલાત અને અમેરીકાનાં દરદીઓ અને ડાકટરોએ હેરત પામી ખાત્રીપત્રકો આપ્યાંછે, જે મંગાવનારને મફત મોકલી આપશું. ડાકટરોને માનપૂર્વક અરજ કરીએચ કે ઉપલાં કોઇ પણ દરદની સખત તેમજ ધાસ્તીભરી હાલતમાં એકજ વાર "**કાદી**" વાપરી ચમતકાર જુવો. એ દવા Depressant નહી પણ Stimulant છે. કારણ, અફીન અને ધતુરા જેવી ઝેહરી વસ્તુઓથી તદન નીરાલી છે. રૂ૧॥ ની શીશી દરદીને રૂ૧૦૦૦) જેટલી કીંમતી લાગેછે. નીચલાં ઠેકાણાં ઉપરથી મળશે.

**દી. એમ. દસ્તુરની કંપની,** એસપ્લેનેડ રોડ, કોટ.

# F. S. MADON & CO.

ઈંગ્રેજી દવાઓ, વૈદાંની સામગ્રી તથા જાણીતી પેટંટ દવાઓ વેચવાની
સર્વથી જુની મોટી અને જાણીતી દુકાન.

# મી૦ એફ. એસ. માદનની કંપની.

માદનને નામે બીજાઓ પોતાની દુકાન વધારે જુની હોવાની જે બડાઇ મારેછે, તે સઘળાં ઢટીંગ સમજવાં.

**અમે આપબડાઈથી નીરાળા છીયે.**

### નેમીસીસ એગ્યુ સ્પેસીફીક.

દીલમાં પચી ગયલી જુની તથા ઝેરી તાવની જડમુળથી કાસર કાહડનાર આ સર્વથી ઉત્તમ અને એકજ અકસીર ઇલાજ છે. તાવની બીમારીમાંથી હજારો જીવ બચાવનાર તરીકે જાણીતી થયલી દવા નેમીસીસ એગ્યુ સ્પેસીફીક છે. તાવ હોય યા ન હોય તોપણ પી શકાયછે; કારણકે તાવ તેથી પાછો આવતો અટકાવેછે. ખાવા પીવાની પણ પહરેજીની જરૂર નથી. સઘળી જાતનો તાવ—એકાંતરો, તેજરો, ચોથીઓ, ઝેરી મેલેરીયા, ઇનફ્લુએનઝા, ગાંઠીયો (મરકી), એગ્યુ, ટાઢીઓ, સરદીની ઇત્યાદી જાતના તાવ ઉપર વપરાયછે. ગાંઠીયા તાવ ઉપર પુર્ણ ફતેહ સાથે આ દવા વાપરવામાં આવેછે, જેને માટે "પ્લેગ આફીસરો" તરફથી અમોને પ્રમાણીક "સર્ટિફિકેટો" મલીછે. જેટલાં દર્દીઓ ઉપર આ દવા અજમાવીછે તે સઘળા સાજા થયાછે.

**નેમીસીસ**ને નામે મંગાવજો. બાટલી ઉપર પરીની છાપ જોજો, અને એફ. એસ. માદનની કુંની **બનાવેલી વાંચીને લેજો.**

બાટલીની **કીંમત રૂ૧).**

### સેંટ માર્ટીનનું પલમોનરી બાલસમ.

ઉધરસ, ખાંસી, દમ, સલેશ્મ વીગેરે દર્દોનો જો એકબી ખાતરીપુર્વક અને અકસીર ઇલાજ હોય તો તે **સેંટ માર્ટીનનું પલમોનરી બાલસમ** છે. ખોંખોં કરોછો, છાતી ભરેલી રેહછે. દમ લેવાતો નથી, રાતે સુવાતું નથી, ગળામાં વળ થાયછે, સુકી ખાંસીથી પાંસરે પાંસરાં દુખેછે, ચીકની બબ સાથ પીળા ગળા પડેછે, છાતી બોલેછે. એવી અગણીત પીડા ખમોછો તે છતાં **પલમોનરી બાલસમ** કેમ નથી વાપરતા? ગમે તે કારણથી થતી ખાંસી મટાડવાને નહી વ્યર્થ જાય એવો **ઉપાય** છે. અફીણ જેવી નુકસાનકારક ચીજો એમાં નથી, જેથી નાનાં બાળકોને પણ વગર ધાસ્તીએ અપાયછે. એ મીઠું મગમગતું શરબત છે અને હોંશથી સઘળા પી જાયછે. એથી બેઠેલું ગળું ઉપડેછે. હલક ખુલેછે, સાદ મધુર અને કોમળ બનેછે જેથી ગાયન ગાનારાઓને ઘણું ઉપયોગી છે.

**કીંમત** બાટલીની **રૂ૦ાા=** અને **રૂ૧).**

### માદનનો નેશનલ હેર ડાઈ—બાલ કાળા કરવાનો "કલપ."

સફેદ બાળ કાળા કરવાને આ પ્રખ્યાત કલપ સદા ફતેહમંદ રહ્યોછે, એના હરીફ તરીકે ઘણા "કલપ" બહાર પડયાછે, પણ સમજાઓને તકર મારી એ અજીત જણાયોછે. એથી સફેદ બાળ કાળા, સુંવાળા અને સુંદર બનેછે. દેશમાં ચોતરફ એ "કલપ" વીખ્યાતી પામ્યો છે; એથી રંગેલા બાળ પાછા ફીકા પડતા નથી. એ સુગંધી છે, લગાડવામાં કાળી ફોડ ફોડ થતી નથી. જાફુક રેહે એવો અને વાસમાં સુગંધી. આ ત્રણે ગુણને લીધે તે લોકપ્રશંસા પામ્યોછે. એની નકલ કરવાને ઘણાઓ મઠયા હતા, પણ તેઓ પોતાની નેમમાં ફાવ્યા નથી. વીનંતી એટલીજ કે **ઉપલાં નામથી** કલપ માંગવો. **એ ફકત હમારે ત્યાંજ મળશે. લગાડવાનાં બ્રશ સાથે બાકસની કીંમત રૂ૧ા=.**

### એફ. એસ. માદનનો આયોડાઈઝડ સારસાપેરીલા.

ખાસ વેલાતથી બનાવી મંગાવીયે છીએ. લોહીના બગાડાના સરવે ઉપાયોમાં આ સારસાપેરીલા બેમુલો છે. ઘણી તરેહની સારસાપેરીલાની બનાવટો બાહેર પડીછે, તેની લલચાવનાર જાહેરખબરોથી લોભાઇ જવાને બદલે આ ખરેખરી ઉપયોગી જણસ એકજ વાર વાપરીને ખાતરી કરો. લોહીના બગાડાથી, બદફેલીના રોગથી, કલતર અને વાયુના દરદથી તથા સંધીવાયુના ચકરસાટથી જેઓ પીડાતા હોય તેમને માટે ઘણોજ અકસીર છે. હઠીલું દરદ મટાડવું હોય, શરીરે સુખ લેવું હોય, લોહીનો બગાડો સમારવો હોય, અને તનદરોસ્તી ભોગવવી હોય તો વાપરો **એફ. એસ. માદનવાળું આયોડાઈઝડ સારસાપેરીલા.**

**કીંમત—રૂ૨ા=** અને **રૂ૪.**

## એફ. એસ. માદનની કંપની,
**૧૭૦ શેખ મેમન સ્ટ્રીટ—જુમા મસજીદ, મુંબઈ.**

# સરટીફીકેટની કાંઈ અગત નથી.

પીસાબનાં કોઇ પણ જાતનાં દરદ તેમજ ગરમીના રોગથી અથવા તો ખરાબ સંગતથી થયલો રોગ ગમે એવા લાંબા વખતનો થા સો તરતનો થયલો, મરદ તેમજ ઓરતોને, આર. મારતીનની ગરમીના રોગની દવા ઘણીજ ચમતકારીક રીતે ગુણ કરેછે. આ દવાનો પેહલોજ ભાગ પીધાથી પીસાબમાં થતી અગન નરમ પાડેછે, અને તનખ મારતી બંધ કરીને પીસાબ ખુલાસાથી સાફ લાવેછે, અને પીસાબ સાથ વહેતી રસીનો અટકાવ કરેછે. આ દવા બોંતેર કલાકમાં ગમે એવાં જુનાં તેમજ હાતીલ દરદને સદનતર જડમુળથી સારૂં કરી નાખેછે, તેમજ તે વાપરવાથી કોઈ પણ રીતની ગરમી આંગપર ફુટી નીકળતી નથી.

**કીંમત શીશી એકના રૂ૧–૮–૦ ટપાલ ખરચ એકથી બે શીશીના ૬ આના.**

કોઇભી જાણીતા દવા વેચનારને ત્યાંથી અથવા તો નીચે જણાવેલા જથાબંધ તેમજ છુટક વેચનારાનાં ઠેકાણાંપરથી મળશે.

બહારગામવાળાઓએ જથાબંધ તેમજ છુટક વેચનાર આર. ડી. ફટેલીની કુંપનીમાં લખવું.

ઠેકાણું—નવા મોદીખાના નંબર ૨૦) કોટની બજાર સામે મુંબઈ. વેલ્યુપેએબલથી બહારગામ મોકલવામાં આવેછે.

---

PLEASE TAKE A NOTE OF THIS ADDRESS.

Ask prices for our Best goods and Materials. Cheapest of All. Try us First.

## NUMANBHOY FATEHALLY & Co., Nagdevi Road, Bombay.

**Government Contractors, General Merchants, and Commission Agents.**

## નમનભાઈ ફતેહઅલીની કુંપની, ઠે૦—નાગદેવી રસ્તો, ત્રામના રસ્તાપર, મુંબઈ.

**સરકારી કંત્રાકટર, પરચુરણ દરેક જાતના સ્ટોરસ સપલાયર.**



**ALL KINDS OF STEAM FITTINGS.**

LARGEST STOCK OF **Cement, Red Lead and Paints, &c.**

કોઇભી જાતનો છુટો સામન, પરચુરણ ખપસ્નાં જીનોને લગતો, રૂઉ દાબવાના પ્રેસોને લગતો સર્વે જાતનો પસંદ પડે એવો સામન, જેવા કે હાઇડ્રોલીક પાઇપો, હાઇડ્રોલીક ગેજો, સ્ક્રુ જેક, પુલી બલોક, રસાઓ, છડ, પટીઓ, રીવિટ દરેક માપની, કેનવાસ, કાનસો ઉંચા મેકરો ને દરેક જાતની, તથા દરેક જાતનો મીલને લગતો સર્વે સામન વગેરે વગેરે, પુરો પાડનારા. ભાવ કીફાયત, બીજાઓના ભાવની સાથે સરખામણી કરતાં, ઘણુજ કીફાયત ભાવો રાખ્યાછે. સબબ થોડે નફે મોહોલું વેચાણ, એવા નીયમને અનુસરી વળગી રહયાછે. હમારા દરેક માલની ખાતરી અનુભવી ઇજનેરો સીવાય કોઇ કરી શકતું નથી.

SOLE AGENTS FOR

## WARORA FIRE CLAY GOODS

INCLUDING

*Fire-bricks of all sorts,*

**Flue Covers, Seat Blocks, Fire Clay, and Flooring and Roofing Tiles, &c., &c,**

☞ **IF ANYTHING OF THE FOLLOWING BE REQUIRED, TRY US.**

**Any loose parts of Ginning and all Stores for Presses such as Hydraulic Pipes, Gauges, Screw Jacks, P. Blocks, Ropes, Hoops, Rivets, Canvas, Files by Jonas and Colver and Thomas Firth &c., &c., also everything in the line of Hardware.**

---

**DENIS MOUNIE'S**

## BRANDY.

**સારી ઉંચી બ્રાંડી**

તમે ખરીદ કરો ત્યારે

## ડેનીસ મોની બ્રાંડીજ

માંગજો

**જે સૌથી સરસ બ્રાંડીઓમાંનો એક છે.**

બીજો વધારે સારો કોઈ નથી!

**સઘળા દારૂના વેપારીઓ પાસેથી મળે છે.**

## WATSON'S

**DUNDEE WHISKY.**

OBTAINABLE EVERYWHERE.

**વાટસનનો પ્રખ્યાત ડંડી વીહસ્કી.**

દુનીયામાં સર્વેથી વખણાયલો,

કેગનમોર ગ્લેનલીવેટ

કેગનમોર ગ્લેનલીવેટ ✱✱✱

ડંડી બલેંડ (૭ વર્ષનો જુનો.)

A 1 એવન કલબનો (ચોરસ બાટલીઓમાં.)

સઘળાં ઠેકાણાઓ પરથી મળશે.

# DUKE & SONS.

DUKE & SONS,




14, HUMMUM ST.

FAC SIMILE OF LABELS.

## HIGH CLASS

## ÆRATED WATER-MANUFACTURERS.

PROPRIETOR,

# J. B. PANTHAKY.

## 14, Hummum Street, Fort.

---

## ડયુક અને સન્સ,

ઊંચા પ્રકારનાં એરેટેડ વૉટર

બનાવનારાઓ.

માલેક—જમશેદજી ભીખાજી પંથકી.

૧૪, હમમ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

1902

HISTORY OF THE

# RAST GOFTAR & SATYA PRAKASH

BEING

**A descriptive account of the life and life-work of the paper, for fifty years, from 1851 to 1901.**

*In Commemoration of its Jubilee Day.*

*15th November 1901.*

BY


KAIKHOSRO N. KABRAJI,

*(Editor of the RAST GOFTAR, from 1862 upto the present day.)*



PRINTED AT THE ...TUR ASHKARA PRESS, Bombay. 1901.


# એહવાલે "રાસ્ત ગોફતાર."

યાને

## "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" પત્રની

**સન ૧૮૫૧ થી આજ સુધીનાં ૫૦ વર્ષની જીંદગી અને કારકીર્દિની**

**એક ટુક તવારીખ.**

એ પત્રના આનંદોત્સવ (જ્યુબિલી) ની યાદગારીમાં

રચનાર


**કેખુશરો નવરોજજી કાબરાજી**

તે "રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ" ના

**સન ૧૮૬૨ થી આજ સુધીના અધિપતિ.**



સન ૧૯૦૧ ઇસવી.

દફતર આશકારા ઑફિસ એન્જીન પ્રેસ.





# રાસ્ત ગોફ્તારનો આનંદોત્સવ (જયુબિલી.)

## તા૦ ૧૫ મી નવેમ્બર ૧૯૦૧

ની યાદગારીમાં

## "રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ" પત્રની

પ્રથમથી આજ સુધીનાં પચાસ વર્ષની જીંદગીની

**એક ટુક તવારીખ.**

(રાસ્ત ગોફ્તારનાં ગ્રાહકોને એક નમ્ર ભેટ દાખલ

અધિપતિની કલમનો

**ખાસ હેવાલ.**)

### પ્રકરણ ૧ લું.

### "રાસ્ત ગોફ્તાર" ની સ્થાપના અને શરૂઆત.

આજે તા૦ ૧૫ મી નવેમ્બરને દિને આ "રાસ્ત ગોફ્તાર" પત્રની જીંદગીનાં બરાબર પચાસ વર્ષ પુરાં થયાં-છે. એટલેકે તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૫૧ ને શનિવારને દીન એ પત્રનો પેહલવેહલો જન્મ થયો હતો. આવી રીતે પોતાની અડધી સદી પુરી કરવાની પાક ખુશાલીમાં આજનો એ મુબારક "જયુબિલી"નો રોજ સુધરેલા લોકોના રેવાજ મુજબ અમે એક તેહવાર તરીકે પાળીયે છીયે, તથા અમારી એ ખુશાલીમાં અમારાં મેહરબાન ગ્રાહકો અને કદરદાન વાંચનારાઓને ભાગ આપવા માટે એ શુભ દિવસની પાક યાદગારીમાં આ પત્રના પ્રથમ જન્મથી આજ સુધીની તેની ટુક તવારીખનો આ ગ્રંથ અમારી એક અદના ભેટ તરીકે અર્પણ કરીયે છીયે, કે જે ભેટ કબૂલ રાખીને અમારી પ્રિય વાંચનારી આલમ અમારી આજની ખુશાલીમાં પોતાની ભલી દુવાઓથી સામેલ થશે એટલીજ ઉમેદમાં અમે અમારાં અંતઃકરણના આનંદી ઉભરાથી આ નેક રોજનાં મંગળમૂહુર્તનું શુભ મંડાણ કરીયે છીયે.

આ "રાસ્ત ગોફ્તાર" પત્રને પ્રસિદ્ધ કરનારાં છાપાખાના દાખલ અમારાં "દફતર આશકારા પ્રેસ" નાં નામથી વાંચનાર વાકેફ છે, અને એ છાપાખાનાનું નામ એ પત્રનાં નામ સાથ આજ ઘણાં વર્ષનું જોડાયલુ છે. પણ અંહી ખોલાસો કરવાની જરૂર છે કે અમારૂં "રાસ્ત ગોફ્તાર" પત્ર પોતાના પ્રથમ જન્મથી એ છાપાખાનામાં છપાતું આવ્યું નથી. એ પત્રનો પેહલો જન્મ તો મુંબઈ શેહરના કોટમાં "બજાર ગેટ સ્ટ્રીટ" ના રસ્તા ઉપર "સમાચાર દર્પણ" નામનાં છાપાખાનાના લાકડાંના પ્રેસ ઉપર થયો હતો.

આજે વરાળયંત્રથી ચાલતા "સ્ટીમ પ્રેસ" ની વર્તમાનપત્રો વડાઈ લેયછે. પણ પચાસ વર્ષ ઉપરનો અમારો પેહલવેહલો છાપો "લાકડાંના પ્રેસ" ઉપર છપાયો હતો તેથી તેવીજ ખાસ વડાઇથી આ "લાકડાંનો પ્રેસ" બીજ અમે ખાસ બાર મુકીને વાપરીયે છીયે, કકિ આજ અડધી સદી ઉપરના જે જમાનાનો અમે હેવાલ આપીયે છીયે, તે જમાનાના વિદ્યા હુન્નરમાં લાકડાંનો ઘણો મોટો ભાગ હતો. આજના બદલાયલા લોખંડી જમાનામાં લોહડાંએ લાકડાંની જગ્યા લીધીછે, પણ જ્યારે નામાંકિત ગટમબર્ગે છાપો પેહલવેહલો શોધી કાહાડયો ત્યારે તે લાકડાં ઉપર કોરેલાં બીબાંનો હતો અને તે છાપી કાહાડવાનું પેહલવેહલું છાપાયંત્ર પણ લાકડાંનાજ પ્રેસનું હતું. એટલુંજ નહી પણ આગળા વખતના રૂ દાબવાના અને બીજા પ્રેસના ફક્કોરૂઓ પણ લાકડાંનાજ હતા. તે વખતનાં દરિયાનાં સફરી વાહણો પણ લાકડાંનાં હતાં, અને જ્યારે આગબોટો પેહલી બાંધવામાં આવી ત્યારે તે પણ લાકડાંની હતી. ટુકમાં તે વખત ઉપર લાકડાંનાં યંત્રોની મોટી મગરૂરી હતી. તે અંહી સુધી કે માલ વેચનારાઓ પોતાનો માલ "લાકડાંની આગબોટમાં આવેલા" દાખલ મોટી વડાઇથી વેચતા હતા. જેમકે—

"દ્યોરે! (રૂમાલું રૂમાલું) લાકડાંની આગબોટમાં આવેલું."

એ તે વખત ઉપરના મોહલ્લાઓમાં ફેરિયાઓને મોહડેનો સાધારણ પોકાર હતો. તેજ વળી ગયલા વખતની એક વડાઇ યાદ કરીને કહીયે છીયે કે આ "રાસ્ત ગોફતાર" પત્રે સન ૧૮૫૧ માં આજ રોજે "સમાચાર દર્પણ" ના લાકડાંના પ્રેસ ઉપર જન્મ લીધો હતો. તે વખતે સઘળાં છાપાખાનાઓમાં લાકડાંનાજ પ્રેસો ચાલતા હતા. એ લાકડાંના પ્રેસો હાથે દાબવાના હતા, ત્યારપછી જેમ બીજાં યંત્રોમાં લાકડાંની જગ્યા લોહડાંએ લીધી તેમ છાપાયંત્ર પણ લાકડાંને બદલે લોહડાંના નિકળ્યાં અને જે ઉપર "રાસ્ત ગોફ્તાર" પત્ર પછવાડેથી છપાવા માંડયું તે "લોહડાંનો પ્રેસ" જેનું ચિત્ર પાસે આપીયે છીયે તેબી હાથે દાબવાનોજ હતો. પણ સુધરતા જમાનાઓના સુધારાએ ટુંક મુદતની અંદર યંત્રકળામાં જે મહાભારત ફેરફારો કરી દીધા, તે સઘળા



સુધારાનો લાભ છાપાયંત્રને મળવા વગર રહ્યો નહીં. પછવાડેથી છાપાયંત્રને વરાળથી ચાલતાં "સ્ટીમ ઇન્જીન" અને તેલથી ચાલતાં "આઇલ ઇન્જીન" ની મદદ મળવા લાગી, જેથી આજનું "રાસ્ત ગોફતાર" જે "આઇલ ઇન્જીન પ્રેસ" ઉપર છાપવામાં આવેછે તેનું એક ચિત્ર હેઠલ ઉતારી લેવું પ્રસંગોપાત છે.

પણ વખતના દોરે છાપાયંત્રમાં કેટલોબધો સુધારો કીધોછે, તેનો પ્રિય વાંચનારને વધુ ખ્યાલ આપવા માટે પાસેના સફા ઉપર એક બીજું ચિત્ર આપીયે છીયે, કે જે ચિત્ર નથી મરહુમ "સમાચાર દર્પણ" નું કે નથી અમારાં છાપાખાનાનું અને તેટલામાટે અતરે ઉતારી લેવાને કાંઇ બરવખતનું નથી, તોપણ છાપાયંત્રના સુધારાનો વાંચનારને ખ્યાલ આપવા માટે એ ચિત્ર અંહી આડકત્રી રીતે લાગુ પડેછે.



હાલનાં "રાસ્ત ગોફતાર" ને છાપનારૂં "આઈલ એનજીન."



બજાર ગેટના રસ્તા ઉપર પાંઉ માર્કીટની સામેની "રાસ્ત ગોફતાર" ની પેહલવેહલી જુની ઓફીસ.
(સન ૧૮૮૧ ના વર્ષનું ચિત્ર.)



આ સુધારેલું છાપાયંત્ર મુંબઇ સુધી આવેલુંછે. ઉપર જણુવેલાં લાકડાંના પ્રેસવાળાં હસ્ત યંત્રની તેણે જગા લીધીછે અને ઘણુંખરાં છાપાખાનાઓમાં હવે એજ યંત્ર વપરાયછે. પણ તે કરતાં વધારે મોટાં એક યંત્રનું ચિત્ર પાસેના સફા ઉપર આપીયે છીયે, તે વાંચનારને વધારે જોવા-લાયક જણાશે. આ ચિત્ર પૃથ્વિ ઉપરના સર્વથી નામાંચા પત્ર, આખી દુન્યાંના છાપા-વર્ગના વડા સરદાર ધી લંડન ટાઇમ્સને છાપવાના સંચાનું છે, અને પચાસ વર્ષ ઉપરના "લાકડાંના પ્રેસ" પછી આજે છાપાયંત્રમાં કેટલો સુધારો થયેછે તે બતાવવાને એજ ચિત્ર બસ છે.

"સમાચાર દર્પણ" છાપાખાનામાં પેહલવેહલો જન્મ લીધા પછી, આ "રાસ્ત ગોફતાર" પત્ર બે વર્ષ સુધી ત્યાંજ છપાતું ચાલુ રહ્યું પણ ત્યારપછી સન ૧૮૫૩ થી તે બજાર ગેટના રસ્તા ઉપર જુની પાઉં માર્કીટની સામેના મરહુમ શેઠ ફરદુનજી મર્જબાનવાળા "દફતર આશકારા પ્રેસ" માં દાખલ થયુછે કે જે વર્ષથી આજ સુધી યાને આજ ૪૭ વર્ષ થયાં તેનો એ છાપાખાના સાથનો સંબંધ ચાલુ રહ્યોછે. એ રીતે જે છાપાખાના સાથ અમારો છાપો જોડાયેલોછે, તે છાપાખાનાએ પણ આ પચાસ વર્ષમાં પોતાનામાં મોહલો વધારો કીધોછે, તે દેખાડવા માટે અમારાં "દફતર આશકારા છાપાખાનાં" નાં બે ચિત્રો આપીયે છીયે—એક ચિત્ર જે અમારી હાલની આફીસવાળી મોટી હવેલીનું છે, તે આ પુસ્તકની પછવાડેનાં પુઠાં ઉપર પ્રકટ કર્યુછે, અને બીજું ચિત્ર જે પાસેના સફા ઉપર ઉતારી લઇયે છીયે તે જુની પાંઉ માર્કીટની સામેના અમારી જુની આફીસવાળાં ઘરનું ચિત્ર છે. એ નાનાં ઘરમાંથી અમારી આફીસ ખાલી કરીને તેના હાલનાં મોટાં મકાનમાં આણી તે વખતે અમારી આફીસનું જુનું ઘર કેવું હતું, તે પાસેનાં ચિત્ર ઉપરથી જણાશે. ત્યાં "રાસ્ત ગોફ-તાર આફીસ" સને ૧૮૮૧ સુધી ચાલુ રહી હતી, જ્યારથી ૧૮૮૧ માં ખાલી કરી દેવળના મોહલ્લાની સામે કાવસજી પટેલ સ્ટ્રીટમાં નાં૦ ૮૭ વાળાં ઘરમાં એ આફીસને લાવ-વામાં આવી ત્યારથી યાને આજ ૨૦ વર્ષ થયાં એ આફીસ હાલનાં એજ મકાનમાં રહેલીછે. અમારી અસલી અને હાલની બેહુ આફીસોનાં મકાનના ચિત્રો ઉપરથી આ રાસ્ત ગોફતાર આફીસનો પચાસ વર્ષનો વધારો પ્રીય વાંચનારને સામટી નજરે જોવાને બની આવશે.

હવે રાસ્ત ગોફતારના જન્મ દિવસ અને જન્મ સ્થલ ઉપરથી તેને

**જન્મ આપનાર પીતા**

ઉપર આવતાં અમારી મગરૂરીમાં અમારા તે જન્મ-દાતાનાં વ્હાલાં અને વખાણુપણાં નામથી વિશેષ, વધારો થાયછે. સાધારણ રીતે "રાસ્ત ગોફતાર" ને પેહલા જન્મ દેનાર બાપ દાખલ આપણી કોમના માનવંતા અને મશહુર મંડા પુરૂષ પ્રોફેસર દાદાભાઇ નવરોજજી સમજવામાં આવેછે, પણ આપણી કોમનો એ વીરલો મહાવીર પોતે આ પત્રને જન્મ આપનાર બાપનું એકલું માન લેવાને ના પાડેછે. એવણ પોતાની સાથે એ માનમાં એક બીજા સખીવજુદ શેઠને ભાગ આપેછે, તે ગૃહસ્થ મરહુમ માનવંત શેઠ ખુરશેદજી નોસરવાનજી કામાજી હતા. ગયે સાલ આ લખનારની ઇંગ્લંડની સેલ વેળા લંડનના સઘળા પારસીઓની એક મોટી જીયાફતની ટેબલ ઉપર "રાસ્ત ગોફતાર" ની સલામતી લેવાડવામાં આવી હતી, તે જીયાફતમાં મી૦ દાદાભાઇની સાથેજ અમોને બિરાજવાનું માન હતું. તે સલામતીનો જવાબ દેતી વેળા એ પત્રના એકલા જન્મદાતા લેખે પ્રોફેસર દાદાભાઇને અમે જાહેર કરવા ઉપરથી તેવણે તેજ




લંડનના "ધી ટાઇમ્સ" પત્રનો વરાળ યંત્રથી ચાલતો પ્રેસ.

વખતે પોતાનાં બાળપણમાં એ માન મગરૂરીથી ના પાડયું હતું અને આ પત્રને જન્મ આપવામાં પોતાની સાથે મરહુમ શેઠ ખુ. નો. કામાજીનો માનભરેલો ભાગ તેવણે બાપોકાર જાહેર કીધો હતો. એ રીતે ત્યારે "રાસ્ત ગોફતાર" ના પેહલા સ્થાપક હોવાનું માન બે જોડિયાઓને ઘટેછે. જો તે બને સાહેબોની મદદ નહી હોત તો આજનું આ "રાસ્ત ગોફતાર" પત્ર પેદાજ થયું નહી હોત. તેના એ બે મદદગાર મુરબ્બીઓમાં કોણની મદદ વધારે ગણવી તે ચુકવવું મુશ્કેલ છે. કેમકે પ્રોફેસર દાદાભાઇની જ્યારે મનશક્તિની મદદ હતી, ત્યારે કામા શેઠ ખુરશેદજી નસરવાનજીની નાણાં સંબંધી મદદ હતી. એવી રીતે જે બે નામાંકિત નરોએ આ પત્રને પેહલો જન્મ દીધોછે તેઓમાંના પેહલાની છેલ્લી તસવીર ઉપર આપીછે, તેમાંના બીજા શેઠ ખુ. નો. કામાજીની છેલ્લામાં છેલ્લી છબી પણ અતરે ઉતારી લેવાને અમે બંધાયલા છીએ. શેઠ ખુ. નો. કામાજી પારસી કોમના અતિ મોટા શેઠ અને આઠ વર્ષે સન ૧૮૮૫ માં બેહસ્તનશીન થયાછે, તેવણના તે અંતકાળ વેળાની ખુબીદાર છબી જે પાછલના સફા ઉપર આપીછે તે ઘણાક વાંચનારાઓ પિછાણ્યા વિના રેહશે નહી.



પ્રોફેસર દાદાભાઈ નવરોજજી—આજના વખતની છબી.

પ્રોફેસર દાદાભાઈ નવરોજજી અને શેઠ ખુરશેદજી કામાજીની ઉપલી છબીઓ તો હમણુના પાછલા વખતની છે, પણ આજે પચાસ વર્ષ ઉપર આ પત્રને જન્મ આપતી વેળા એ સાહેબો માત્ર નાની ઉમરના જુવાન છોકરાઓ હતા. એ છોકરાઓ અને એમની સાથના બીજા એલ્ફિનસ્ટોનિયન ગોઠિયાઓ જેઓએ આ પત્રને ચલાવવામાં આજ સુધી મદદ આપવી જારી રાખીછે, તેઓ તે વખત ઉપર

**"સોસાઈટીના છોકરાઓ"**

દાખલજ ઓળખાતા હતા. અને એ રીતે આ પત્ર પોતાનાં બાળપણની પેહલી જીંદગીને માટે તેજ મુઠીભર જુવાનીઆઓને આભારી હતું, કે જેઓ આપણી સભાઓ અને કેળવણીખાતાંઓના પ્રથમ સ્થાપકો, લખનારાઓ અને ભાષણ કર્તાઓ હતા. તેઓની એલ્ફિનસ્ટન સ્કૂલ તે વખત ઉપર એક "બોર્ડ આફ એડયુકેશન" નામની મંડળી હસ્તક ચાલતી હતી, તેટલામાટે તે "સોસાઇટી સ્કૂલ" ને નામે ઓળખાતી હતી, અને તેટલાજમાટે એ સ્કૂલના પેહલ-વેહલા મુઠીભર જુવાનીઆઓ જે, સઘળી જાહેર બાબતોમાં બાહાર પડીને તે વખતના બુઢાઓના ખોળામાં "ધરતી માંથે લઇ બેઠા હતા" તેઓને "સોસાઇટીના પોરીઆ" નું નામ તે સાધારણ લોકવાયકાએ આપેલું હતું. આ "સોસાઇટીના છોકરાઓ" એ "જ્ઞાન પ્રસારક સભા" સ્થાપી, "રાહનુમાય સભા" સ્થાપી, સ્ત્રી-કેળવણીને માટે કન્યાશાળાઓ સ્થાપી, પછવાડેથી મુંબઇ આસોસીએશનની રાજદ્વારી સભા સ્થાપી અને તેજ અરસામાં તે છોકરાઓના વડા દાદાભાઇ માસ્તરે કામાખાનદાનના માનવંત નબીરા શેઠ ખુરશેદજી નસરવાનજીની મદદથી "રાસ્ત ગોફતાર" પત્રની સ્થાપના કરી, તેને પણ ચાલુ રાખવામાં એ "સોસાઇટીના છોકરાઓ" એ ઉલટ પકડી, તેનો સહુથી સરસ દાખલો તેઓએ સન ૧૮૫૮ માં

**"રાસ્ત ગોફતાર"ના ભેગા માલેક**

થઇને આવ્યો. તે વખતે એ જુવાનીઆઓ દેખાવમાં કેવા છોકરવાદીજ હતા તે રાસ્ત ગોફતારનાં ૧૮૫૮ નાં ભેગાં માલેક-મંડળનું ચિત્ર જે પાસે આપ્યુંછે તે ઉપરથી વાંચનારા સાહેબો જોઇ શકશે. એ માલેક-મંડળના જુમલામાં અમારા પત્રના નીચે ટકેલા આગળા આઠ માલેકોની તસવીરો આપીછે—

૧. પ્રોફેસર દાદાભાઈ નવરોજજી.
૨. શેઠ ખુરશેદજી નોસરવાનજી કામા.
૩. " ખુરશેદજી રૂસ્તમજી કામા.
૪. " ડોસાભાઇ ફરામજી કામા.
૫. " નવરોજજી ફરદુનજી.
૬. " સોહરાબજી શાપુરજી બંગાલી.
૭. " પેસ્તનજી રતનજી કોલા.
૮. " કરસણદાસ મુળજી.



મરહુમ શેઠ ખુરશેદજી નોસરવાનજી કામા—સન ૧૮૮૫ માં.

આ માલિક-મંડળમાંના છેલ્લા શેઠ કરસણદાસ મુળજી તો "રાસ્ત ગોફતાર"ની સ્થાપનાની છેક દસ વર્ષ પછી સન ૧૮૬૬ થી એ માલિકોને જોડાયા હતા, એટલે આ પત્રના પેહલા સ્થાપકોમાં તેવણ નહી હતા, તોપણ એમનું ચિત્ર તેઓને ભેગું લેવાનું અમે પસંદ કરીયે છીયે, કેમકે કેળવાયલા હિંદુઓના એ આગેવાન સરદાર અને હિંમતવાન સુધારક પણ જુના અને જુવાન એહલ્લિનાસ્તોન્યનોમાં અગ્રેસર હતા, માટે તેમના પારસી ગોઠિયાઓની સાથે તેમને અમારાં આ માલિક-મંડળમાં અમે એમની જાહેર હિમતને છાજતી જગ્યા આપીછે. એ મંડળમાં વાંચનાર જોશે કે ઉપલા સાહેબોની સુરત પોતાની જુવાનીમાં જેવી હતી તેવીજ ચિતારાઇછે. એઓમાં શેઠ નવરોજજી ફરદુનજી અને શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીના ચેહરા લગાર વૃધ દીસેછે, પણ પ્રોફેસર દાદાભાઇ નવરોજજી અને બીજાઓના ચેહરા તો તદન છોકરા જેવાજ છે, જેઓમાં અગત્ય કરીને આપણા બુજર્ગ શેઠ ખ. રૂ. કામાનો તદન છોકરા સરખો ચેહરો આજના વાંચનારને ઘણો વિચિત્ર લાગશે. એ માનપામેલા ગૃહસ્થની આજે આપણી આસપાસ ચાલતી હાલતી અને સઘળી જાહેર હીલચાલોમાં ભાગ લેતી બુજોર્ગીદાર જે સુરત આપણી નજરમાં વશી ગઇછે, તેના કરતાં ઉપલાં મંડળમાં છોકરા ખ. રૂ. કામાની તસ્વીર એટલી તો જુદી છે, કે વાંચનારને કદાચ તે ઓળખવી કઠણ પડશે. બરાબર એ તેજ વખતની એમની તસ્વીર છે કે જ્યારે આજના આ દસ્તુરાન દસ્તુરની દાહડીવાળા પીરમર્દ પોતાની છોકરવાણ વયે "ખસરૂ કામો" એવાં નામથી ઓળખાતા હતા.

અમારાં આ આગળાં માલિક-મંડળે સન ૧૮૫૮ માં "રાસ્ત ગોફતાર" પત્ર પોતાને માથે લેવાને ભેગા થવાનો શો સબબ મળ્યો તેના ઇતહાસ ઉપર અમે હવે પછી આવીશું. પણ આ પત્રના પેહલા સ્થાપકો તેની સ્થાપના વેળા કેવા છોકરાઓ હતા, તે વિષેની નોંધ લેતાં "રાસ્ત ગોફતાર" પત્રની પેહલી શરૂઆત ઉપરથી લગાર ચતરાઇને અમે આગળ વધી ગયા છીયે, માટે અમારી એ ઉતર અટકાવીને આગળી બાબત ઉપર પાછા આવી, ૧૮૫૧ માં એ પત્ર પેહલું ઉભું કીધું તે વખતની તેની હાલત ઉપર વાંચનારનું પાછું ધ્યાન ખેંચીયે છીયે.

પ્રિય વાંચનાર સારી પેઠે જાણેછે તેમ આજે આ "રાસ્ત ગોફતાર" પત્ર સાથ "સત્ય પ્રકાશ" પત્ર જોડી નાખીને "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" એવું નામ આપેલું છે. પણ તેને બરાબર પચાસ વર્ષ ઉપર આજને રોજે ઉપલા મુબારક હાથોએ ઉભું કીધું ત્યારે તે

“રાસ્ત ગોફ્તારનું ભેગું માલેક-મંડળ—પેહલી જુવાનીના તોરમાં. 



૧. પ્રોફેસર દાદાભાઈ નવરોજજી.
૨. મરહુમ શેઠ ખુરશેદજી નસરવાનજી કામા.
૩. „ „ સોરાબજી શાપુરજી બંગાલી.
૪. શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામા.
૫. મરહુમ શેઠ કરસનદાસ મુળજી.
૬. „ „ ડોસાભાઈ ફરામજી કામા.
૭. મરહુમ શેઠ પેસ્તનજી રતનજી કોહલા.
૮. મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી.

એકલું "રાસ્ત ગોફતાર" જ હતું. પેહલવેહલાં તેને એક પખવાડિયાંના પત્ર લેખે બાહાર પાડયું હતું, અને ૧॥ મહીનો સુધી એટલેકે સન ૧૮૫૨ ના જાનેવારી મહીના સુધીના તેના જે ત્રણ અંકો થયા તે દરએક અંકની ૧૦૦૦ નકલ છપાવીને લોકોમાં મુફત વેંહચી હતી. બીજા બોલોમાં આ પત્ર પેહલું બાહાર પાડયું ત્યારે તેનાં સરેસ્તાના નિયમિત ગ્રાહક કોઇ થયા નહી હતા, કે નહી કોઇને બી ગ્રાહક દાખલ બાંધી લેવા-ની તજવીજ કરવામાં આવી હતી. ગ્રાહકો વગર એ પત્રને થાકોમ બાહાર પાડી દીધું હતું અને "રાસ્ત ગોફતાર" નો પેહલો અંક માત્ર અજમાશ લેવા માટે મુફત ફેલાવો કરીને એક અખબારા તરફથી અજલટપેજ બાહાર પાડવામાં આવ્યો હતો. તેનું પેહલું કદ પોહળાઇ લાંબાઇમાં જે આજે છે તેજ હતું, પણ જાડાઇ અથવા દળમાંતે આજ કરતાં ઘણું નાનું હતું. સરખામણીને માટે અમારાં પત્રની પેહલાં વર્ષની ફાઇલના આજની ફાઇલસાથના મુકાબલાનું એક ચિત્ર પાછલના સફા ઉપર આપીયે છીયે, કે જે ઉપરથી ૧૮૫૧ ૧૮૫૨ નાં સાલની મુકાબેલ આજનાં ૧૯૦૧ નાં તેનાં કદમાં કેટલોબધો વધારો થયોછે તે એકજ નજરે જોવાને બની આવશે.

પત્રના કદના આ મોટા તફાવતનું કારણ એજ કે જ્યારે પેહલવેહલું બાહાર પાડવામાં આવ્યું ત્યારે આ પત્રના ઘણામાં ઘણા માત્ર ૬ પાના પુરતાં ગણાયાં હતાં, પણ આજે એ પત્રના દરએક અંકના ૩૦ થી ૩૨ સફા બસ થતા નથી. છેલ્લાં થોડાંક વર્ષ થયાં તો લગભગ દર અઠવાડિયે પત્રનું [illegible] વધતું જાયછે, અને પચાસ વર્ષ ઉપરનો અમારો પેહલો અંક માત્ર ૬ પેજ અથવા કાગળના ૨॥ તાવનો હતો, તે આજે ૩૨ પેજ યાને ૮ તાવ સુધી વધી ગયોછે.



શેઠ ખ. રૂ. કામા—આજના વખતની છબી.

અને અમારા પત્રના પેહલા જન્મ વેળા આ પત્રનું કદ એટલું નાનું હોવામાં નવાઇ નહી હતી. કાંકે પત્રમાં બખાણ જેવુંજ જુજ હતું. પેહલા અંકમાં તો જાહેરખબર એકબી નહી હતી—તે વખત ઉપર જાહેર ખબરો છપાવવાનો દેશી ધંધાદારીઓનો શોખ મુતબકજ ખીલેલો નહી હતો, માટે જ્યારે "રાસ્ત ગોફતાર" નો પેહલો અંક બાહાર પડયો ત્યારે જાહેરખબરો વગરનો તેનો સાવ કોરો દેખાવ આજે નવાઇ પેદા કરેછે. વળી જાહેરખબરો એક છાપાવાળાને પૈસાની પેદાસ આણેછે, પણ "રાસ્ત ગોફતાર" પત્ર પેહલવેહલાં પેદા થયું ત્યારે તેના માલેકોએ તેને પરમાર્થ કીજે પ્રગટ કીધાથી તે પરોપકારી સાહેબોને પૈસાની લાલચ કાંઇજ નહી હતી, માટે તેઓએ પોતાના છાપામાં જાહેરખબરો વધારવાનો લોભ રાખ્યો નહી હતો, અને તેથી કરીને આ પત્રમાં જાહેરખબરોની એ કોતાઇ ઘણાં વર્ષ સુધી ચાલુ રહી હતી, અને ઘણેક વર્ષ જ્યારે માલિકીમાં ફેરફાર થવા લાગ્યા તથા જ્યારે પત્રનાં કદ વગેરેના વધારા પાછલ માલેક સાહેબોને ખર્ચ

વધારો પડયો ત્યારપછીજ તેઓએ "રાસ્ત ગોફતાર" માં જાહેરખબરો દાખલ કરવાનો મહારા ઉઠાવ્યો હતો. પત્રનું આજનું વધી ગએલું કદ જેટલું વાંચનારાઓને પુરાં પડતાં વાંચન થકી છે તેટલુંજ એ કદ જાહેરખબરોને લીધે વધી ગયુંછે, તે અતરે કબૂલ કરવાની અમારી ફરજ છે.

હવે પછવાડેના સફા ઉપર અમે એક ખાનું ચિત્ર ઉતારીયે છીયે, જેમાં "રાસ્ત ગોફતાર" ના પેહલાં વર્ષનાં એક અંકના પેહલા પેજ (સફા) ની તસ્વીર ઉતારી લીધીછે—

આ ચિત્રમાં સર્વથી ચિતઆકર્ષિત બાબત તેમાં છાપેલી ફારસી બેત જણાશે. એ બેતની સૈર વાંચનારની નજરને તુર્ત ખેંચી લેશે. એ બેતા આ પ્રમાણે છે—

نیاید ترا شرمساری بروی
اگر راستی گوی ای نیکخوی

અને એ બેતનો ગુજરાતી તરજુમો જે ઉપલાજ અંકમાં આપેલોછે તે અમારો "મોટો" છે કે

"ન પોહચી શકી તુને શરમિંદગી યાર,
કરે જો તું રાસ્તી હંમેશ એખત્યાર."

એ અમારા પત્રના મશહુર "મોટો" ની અસલ ફારસી બેત ઉપલી છે, અને અંહી જાણવાજોગ વાત એ છે કે આ સુંદર શેર ફારસી જુબાનના મહાન ઓસ્તાદ મરહુમ મુસ્લેહદ્દીન સાદી શિરાઝની બનાવેલીછે, આ ઉપરથી પ્રિય વાંચનાર જોશે કે અમારા "મોટો" ના જે અતરોની તેઓને દર અઠવાડિયે યાદ થતી રેહછે, તે "મોટો" છેક પચાસ વર્ષ ઉપર આ પત્રના પેહલા જન્મ દિવસથી અમે જે અંગિકાર કરી રાખેલો તેજ છે. અમારા પત્રના માનવંત પિતા પ્રોફેસર દાદાભાઇ નવરોજજીએ પોતાનાં આ બચ્ચાંને જન્મ દીધો ત્યારથી તેવણે પસંદ કરીને આ "મોટો" નો તેને છાપ આપેલોછે, તેનાં નામ સાથનો એ "મોટો" અમે આજ સુધી જાળવી રાખ્યોછે, તથા ખોદાનું ચાહવું હશે ને જો જીવતા રહીશું તો ચંદરોજમાં એજ અમારી માનીતી મુખ-મુદ્રા ઉપર અમે અમલ કરીશું. અને

"રાસ્ત ગોફતાર"નાં પેહલાં વર્ષના અને આજનાં કદ વચે મુકાબલો.

### આ પત્રને સ્થાપવાનો શુભ હેતુ

જે અમારા જન્મદાતાએ પેહલાં ધારેલો હતો તેજ હેતુથી અમારૂં હોડકું જાહેર ચર્ચાના કોઇવારના શાંત તો કોઇવારના તુફાની સમુદ્ર ઉપર અમે તરતું રાખ્યુંછે અને રાખીશું. અમારે પેહલાંથીજ કેહવું જોઇયે કે એ હેતુ પ્રજાહિત સિવા બીજો કશોજ નહી હતો. મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાએ અને માનવંત પ્રોફેસર દાદાભાઇ નવરોજજીએ જ્યારે આ પત્રની કિસ્તીને પ્રજામતના દરિયામાં પેહલવેહલી ઝોંકાવી ત્યારે દેશી છાપા

અતિઘણી માઠી હાલતમાં હતો. લખાણ સંબંધી ચાલાકી અને ખુબીઓની તો કેળવણીની તે બાલ્યાવસ્થામાં વકી રાખી શકાયજ નહી, પણ તે સાથે આબરૂદાર પ્રમાણિકપણું અને જાહેર બાબતોમાં સ્વતંત્રપણું જે છાપાને અવશ્યના ગુણો છે, તે સદ્ગુણોની પણ તે વખતના દેશી છાપામાં મોટી ખુટ હતી. આ ખામી સુધારવાની પ્રજા-સેવાને

માટે એક આબરૂદાર અને સ્વતંત્ર દેશી છાપો ઉભો કરવાની આ પત્રના પેહલા સ્થાપકોની શુભ નેમ અને પવિત્ર મુરાદ હતી. તે સાહેબોની એ પાક મુરાદ આ કમતરીન છાપાએ પોતાની અડધી સદીની છેલ્લી જીંદગીમાં પાર પાડીછે કે નહી અને પાર પાડી હોય તો કેટલી હદ સુધી પાર પાડીછે તે ઉપર મત આપવાનું કામ અમારૂં નથી.

# રાસ્ત ગોફ્તાર

نامه راستی گفتار

ર આજતવારની સવારના છપાઈછે.

પુસતક ૧ લું. મુંબાઇ—આજતવાર—તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૫૨ આંક ૮ મો.

૪૯ વર્ષ ઉપરનાં એક "રાસ્ત ગોફ્તાર" ના પેહલા સફાની નકલ.

કારકીર્દિ વિષેનો તે ચુકાદો અમે વિશ્વાસ અને મજામતી સાથે વાંચનારી આલમની મુનસફી ઉપર રાખીયે છીયે, અને અમારો આ હેવાલ આગળ ચલાવીયે છીયે.

સન ૧૮૫૨ માં આબરૂદાર અને સ્વતંત્ર દેશી છાપાની ખુટ એક બનાવે ખાસ સિદ્ધ કરી આપી. આ પત્રે જન્મ લીધો તેની સેજ અગાઉ પારસી કોમ એક મોટા ગજબનાક ગભરાટમાં પડેલી હતી. તે ગભરાટ તે વખતના

મુસલમાનોનાં હુલ્લડની ખૂનરેજી અને ખૂનામરકીનો હતો. "ચિત્ર જ્ઞાન દર્પણ" નામનાં એક પારસી વર્તમાનપત્રના અધિપતિ મરહુમ મી૦ બેહરામજી ખરશેદજી ગાંધીએ પોતાના છાપામાં મહમદવાંનોના મહાત્મા પેગામબર સાહેબ હજરત મહમદની એક તસ્વીર છાપવામાં ભૂલ કીધા ઉપરથી આપણા મુસલમાન શેહરી ભાઇઓનું દિલ દુખાયું, જેના કેહરમાં તેઓ "ચિત્ર જ્ઞાન દર્પણ" ના અધિપતિ ઉપરજ નહી, પણ આખી પારસી કોમ ઉપર કીનો લેવાને ઉસ્કેરાયા અને તે ઉસ્કેરણીનું પરિણામ સન ૧૮૫૧ ની અધવચ્ચે આ ભયંકાર હુલ્લડની મારામારી, લૂટફાટ અને ખૂનરેજીમાં આવ્યું. તે હુલ્લડ દરમ્યાન કેટલાક રાંક અને નિર્દોષ પારસીઓના જીવ ગયા, માંથાં ફાટયાં, લોહી રેડાયું, ઘેર-બાર લૂટાયાં, પવિત્ર આતશનાં એબાદતખાનાઓને અપવિત્ર કરવામાં આવ્યાં અને બીજી ઘણીક ખાનેખરાબી થઇ, તે છતાં નહી સત્તાવાળાઓએ, નહી શેઠિયાઓએ કે નહી છાપા-વર્ગે પારસી કોમની કશી દાદ લીધી. એ વખતે પ્રોફેસર દાદાભાઇ નવરોજજી બાહારકોટ રેહતા હતા, તેવણને તે સઘળી બેદાદીનો જાતી અનુભવ થયો હતો, તેવણે માર ખાઇ લૂટાયલા અને હલાક થયલા ગરીબ પારસીઓનાં દુઃખ તરફ ઘણી દિલસોજીથી મેહનત ચલાવી, પણ તેવણની ફરિયાદોને માતબર અને માલેતુજાર શેઠ સાહેબોએ કશી મચક આપી નહી. તેટલામાં વળી પારસીઓનાં દુઃખપર એક ડાહમ થયો. શેઠિયાઓએ સરકારમાં અને સત્તાવાળાઓમાં એટલી તો નબળાઇ બતાવી કે પારસી કોમ તરફથી મુસલમાન ભાઇઓની માફી માગી અને માફ માગીને જાહેર રીતે સુલેહ કરવામાં આવી. એ રીતે પારસીઓએ એક ગમથી મારનો માર ખાધો અને માફની માફ માગી, તેથી સમજુ પારસી જીગરો ઘણાં જખમી થયાં. પણ તે જખમને જાહેરમાં આવાજ આપનારો એકબી સ્વતંત્ર છાપો નહી મળી આવ્યો. પારસી વર્તમાનપત્રો એક યા બીજા શેઠિયાના વસને આધિન વાજીંત્ર હોવાથી પ્રજા-પોકારને તે શેઠિયાઓના લાગવગથી દાબી નાખવામાં આવ્યો. આવું જોવાથી પારસીઓમા એક સુધા, સાચા અને સ્વતંત્ર છાપાની એટલી તો અગત્યતા માલમ પડી કે ઉપલા સાહેબોએ આ "રાસ્ત ગોફતાર" પત્રને ઉભું કરી તે ખુટ પુરી પાડી.

એ રીતે આ પત્ર સ્થાપવાની મુલ મકસદ તરફ જોતાં વાંચનાર વિચારી શકશે કે એ છાપો પેહલે ઘરથીજ પોતાનાં ખુદ ખમીર અને લોહીમાંજ સત્તાવાળા, શેઠિયા-વર્ગ અને છાપા-વર્ગની સામેની વિરૂધતાનું તત્વ લઇને જન્મ પામ્યો. એટલે તેની શરૂઆતથીજ આ પત્રે વગ અને શક્તિવાળા વર્ગોને પોતાની સામે મુકયા. વળી સ્ત્રી-કેળવણીની નિશાળો અને મંડળીઓ સ્થાપીને તથા સભાઓ ભરીને અને ભાષણો કરીને "સોસાઇટીના છોકરાઓ" એ સંસારી અને ધર્મ સંબંધી સુધારાઓની જે જે લડતો માંથે ઉઠાવી હતી, તે લડતોમાં પણ શેઠિયાઓ તરફથી અને શેઠિયાઓનાં વાજીંત્ર વર્તમાનપત્રો તરફથી તેમને કશા ટેકાની આશા નહી હતી. ટેકો આપવાને બદલે તેમની સઘળી લાગણી "સોસાઇટીના પોરીઆઓ" જે કાંઇ કરે તેની સામે થવાની હતી, અને તેટલામાટે એ જુવા-નીઆઓને પોતાનાં એક ખાસ વાજીંત્રની જરૂર હતી. તે વાજીંત્ર તેઓએ "રાસ્ત ગોફતાર" ઉભું કરીને મેળવ્યું, જે તે વખતથી આજ સુધી જુવાનીઆઓની સુધારા સંબંધી લડતોની હિમાયતો ચલાવનાર વાજીંત્ર અને હથ્યાર લેખે તેઓનું કામ અને પ્રજાની સેવા બજાવતું રહ્યું છે.

**પોતાની સ્થાપનાનો આ હેતુ**

"રાસ્ત ગોફતારે" પોતાના જન્મને પેહલે દાહડેજ ખુલ્લા શબ્દોમાં સમજાવ્યો હતો. આ પત્રને "હૈયાતીમાં લાવવાની જરૂરિયાત વિશે" નાં ત્રણ કારણો આ ખોલાસામાં જણાવ્યાં હતાં, તે કારણો "અમારાં પેઆરા વાંચનારાઓ" એવાં મથાલાં હેઠળ "રાસ્ત ગોફતાર" ના પેહલાજ અંક મહિલી બચ્ચાંના સરખી સાદી ભાષામાં ઉતારી લઇયે છીયે—

"૧ લું કારણ—હાલમાં પાંચ ગુજરાતી પતરો છે પણ તે શરવેનાં ભાગીને બધા વાંચનાર સઇજીફ તો પારસીની આખી વશતીનો ઘણોજ નાહાનો ભાગ નીકલશે અને તે સબબથી આપણી કોમના ગરીબ લોકો શારી ખબરો તથા શારી શીખનાઓથી મુતલગ બેનશીબ રેહેછ—વાસતે જેવો વીચાર કીધો કે હરેક તરાંહની કીંમતથી જો પતરો વાંચવાનો આહાવેશ તથા શોક ગરીબ લોકોમાં દેખાય તો તેથી કરીને હરેક શારાં કામ જશે તેઓને સમજાવાને ઘણું શોહેલથી બની શકે—તથા હરેક તરાંહના ફાયદેમંદ શુધારાને ઘણી અડચણ નહી પડે. અને કેટલીએક અનઘટતી તથા નુકશાનભરેલી રસમો વધારે શોહેલથી કાહાડી નખાય.

"૨ જું કારણ—હાલમાં ૫) પતરો છે ખરાં, પણ તેમાંથી કોઈ પતર ખરી હીમત અને આપખાતેઆરીથી ઘણું કરીને ભોલેછ તે શરવેને માલમ છે—અને તે છતાંબી કેટલીએક અગતની અને ફાયદેમંદ બાબદો ખુશામદને લીધે સારીપેઠે રોશનીમાં આવતી નથી વાશતે આ પતરની એક મુલ મતલબ એ છે કે કોઇબી ખરી અને અગતની બાબત ખુશામતની ધાકથી આપણી પાસેથી જેમ બને તેમ નાહાથી જવા દેવી નહી.

"૩ જું કારણ—આપણા દેશીઓની હરેક તરાંહની—શું સરકાર બાબેની ઇઆ શું હરેક કારોબારીઓ બાબેની ફરીઆદ હોએઅ, તેને ઘણું કરીને આપણાં ગુજરાતી પતરોમાં કે પતર થીવાએ બીજાઓ ખરી હીમતથી તથા વગર ખુશામદે જાહેર કરતા નથી અને અંગરેજી પતરવાલા ઘણું કરીને આપણી ચાલચલણથી—આપણી હાલતથી મુતલગ અનજાણા—તેથી તેઓની આપણી ફરીઆદ સાથે એકદીલી થાઇ શકતી નથી તથા કોઇ વેલાએ તેઓ પણ આપણાં કોઇ કોઇ પતરની ચાલની નકલ કરેઅ ઇઆને (જાણે જાણતાજ નથી) તેથી આપણને ઘણીએક વખત ફોકટમાં જુલમ ખમવો પડેઅ તે એવો કે જો તેની ઘટતી રીતે ફરીઆદ કીધી હોએ તો સતાવાલાઓ તેની ઉપર ઘટતું ધેઆન પોહોંચાડેઅ વીના રેહે નહી."

એક બચ્ચાંની ભાષા બોબડી તોતડી હોવી જોઇયે, તે ખુદ્રતી ધારા પ્રમાણે "રાસ્ત ગોફતાર" ના પેહલા અંકની ભાષા અને એબારતબાજી તમામ બચ્ચાંશાહી હતી, તે ઉપલા ઉતારા ઉપરથી વાંચનાર જોઇ શકશે, તોપણ પચાસ વર્ષ

ઉપરની પારસી ગુજરાતીની કંગાળ્યાત તરફ જોતાં ઉપલું લખાણ કાંઇ ઘણું ખામી ભરેલું વાંચનાર જોશે નહી. તે વખત ઉપરના બીજા પારસી છાપામાં જેવાં લખાણની વકી રાખી શકીયે તે કરતાં આ કાંઇ ઉતરતું લખાણ નથી. તોપણ "રાસ્ત ગોફતાર" ને જન્મ આપનાર "સોસાઇટીના છોકરાઓ" નાં છોકરવાદી લખાણના એક નમુના દાખલ ઉપલા પેહલાજ અંકના પેહલાજ ઓલાસાનાં લખાણમાંથી એક રમુજી ઉતારો કરવાની રજા લઇયે છીયે—

"હમારા આ શપુંનો ઉપર કોઇપણ હમારા ભાઇબંદે કાંઇ ગુશો કરવો નહી કાંજે આ પતરનાં નાંખની ફરજ હમુને આઇ કરેઆ વગર ચાલતું નથી અને તે કરતાં હમારી જો ચુક હશે તો તે હમો કબુલ કરવાને જીનહાર ચુકનાર નથી, પણ હમારા વાંચનારઓને છોડી દેઇને હમારા ભાઇબંદો શાથે વાતચીતમાં પડેઆથી તેઓ ગુશો કરશે વાશતે પાછા કરીઇએ. આશો સાહેબો ઇક વાત સાંભળો.

ઇક બીતારો કુરનાં ઇક જંગલી મુલકમાં શફર કરી આઓ તેહેને પોતાની શફરમાં ઇક ઘણીજ ખુબસુરત જોઇ હતી, તેથી પોતાના દોશીઓને વાકેફ કરવા શારૂ તે શુરતનું ઇક ચીતર બનાવીને પોતાની બારી ઉપર ટાંગીઉં. બીજે કાહડે ઇક ઘોડાનો પોકાર આરતો તેહેના આરપર આહડી બીઓ 'કે ઈ કામ શશ ડોળ કોણુ બીતાયે છે હું તેહનું માથું ભાંજી નાખું'—હેના મજખમાં હેવો શું મન છે કે આ શબીમાં તેણે બાહર ભાંપું નાખ બીતારીઉં. હું હેણુ નાખજ તોડી નાખું" તેવામાં ઇક ડાકટર હાંકતો હાંકતો 'પોહેતાની પોકાર આરતો' આશતે આશતે ઉપર આહડી આઇઓ કે કોણુ લુચા ચોરે આ આહરું મોટું પેટ બીતારીને આહારી બાદીપર હસેતી કોઇસ હું હેને નશતરજ લોડી દેવું.' ઇટલું બોલે શું કે ઇક શોદીભાઇ હાતમાં ચોટો લેઇને દોડીઓ આઇઓ 'કે ઈ કોણુ કાહદે માહારા બાપ હોટ અને બાલ બીજી બાસ બીતારીને બાહાર મુકીઆ તેહેના હું હોટહોટ તોડી નાખું અને બાલેબાલ પીખી નાખું'' તે બોલી રહે શું કે તેહેને આવીને પછવાડેથી ઇક આહીદાર ધકો મારીઓ 'કે ઈ કોણુ 'શાન આવ ડેવીલ' હુઆ શીતાનના જણીઆ આહરા મોહોટા ડોળ અને ગુરદાલ હાત પગ બીતારીઆ ? 'હું તેહેના ડોળા કાડી નાખું', કે ઇ રાશકલ હમુ જેહેવા ગુરા અરહો શાપે ફરીથી હેવી ચુટ નહી લીઇ. હેવો આઓ જોઇને પેશે બીતારો મોહોટી બીતાઇમાં પડેઓ કે આ શું વગર ફોકત ની આફત—ખરા બીતારનીતો આ મોહોકાણુ છે—તેઓને કહ્યું કે 'ભાઇઓ જરા શબુર કરો' પશું બીતર તરત બંગાવીને ઇકને કહ્યું 'લેઓ ભાઇ આ તમારૂં નાખ કાપી નાખીને નાહાનું કીધું'' બીજા ને કહ્યું જે 'લેઓ ભાઇ આ તમુને ભેલાણ આપીને તહમારૂં પેટ ઓશારીઉં' તરીજાને 'લેઓ ભાઇ તમારા ડોળા કાહાડી નાખીને તેહેને બદલે નાહાના ડોળા મુકીઆ' ચોથાને 'લે ભાઇ તારા હોટ કાપીને હાત ઉભાડા કીધા, અને તારા બાલ બોરીને બોરકા કીધા', અને પાંચમાંને 'લે ભાઇ તાહારા હાત પગમાં ધાશ ભરીને ડોંગા કીધા. હવેતો તમારૂં કાંઇ રહેઉં નહી' તારે બધાઓનો ગુશો નરમ પડીઓ અને ખુશી થાઇને ઘેર ગીઆ—વાશતે વાંચનારા શાહેબો હમેબી વખતે કોઇ જંગલીની શુરત બીતારશું, તારે તમે આવીને વલગતા ના કે આ તો મારૂં બેઠું નાખ અને આ તો મારા લાંબા કાન. ઇ પરમાણે તમે ગમે તેટલા ગશે પડશો તોપણ હમે પરજાની અદાલતમાં હમારો ચાલ બચાવાને તરત ફરીઆદી કરશું."

કેહવાની જરૂર નથી કે આ સાદું લખાણ મી૦ દાદાભાઇ નવરોજજીની પોતાની કલમનું ધારવામાં આવે છે, કે જે લખાણ આપણા એ મહાન પુરૂષની આખી જીંદગીભર જાણીતી ખુબીઓ (કુદ્રતી સાદાઇ અને નમ્રતા) ને આબાદ મળતું આવેછે. પોતાનાં આ લખાણમાં "રાસ્ત" ના એ અધિપતિએ પેહલેજ દાહડેથી પોતાના બીજા ભાઇબંધોને ભડકાવ્યાછે અને ઉપલા લગાર લંબાણ ઉતારા ઉપરથી પ્રિય વાંચનારને પેહલો વિચાર તો એજ આવશે કે

**પોતાના ભાઇબંધો સાથ બાથકાં બાંધવા**

ની જે સુજત આ "રાસ્ત ગોફતાર" પત્રની આજે વાંચનાર અનુભવેછે, તે સુજત એ પત્ર ગોયા પોતાના જન્મકાળથીજ પોતાની સાથે લેતું આવ્યુંછે. પેહલાંજ મૂહુર્તમાં એ પત્રને પોતાના વખતના ભાઇબંધો સાથ વઢવાની ઉપલો તેના શરૂઆતનાં લખાણ ઉપરથી એંધાણી મળેછે. પત્રના પ્રગ્નાવનાર પારસી પ્રોફેસર સાહેબે પોતાનાં પેહલા અંકના આ પેહલાંજ લખાણમાં તે વખતના ભાઇબંધ પારસી પત્રકારોનો વાંક કાહાડયોછે. અને છાપાવાળા ભાઇબંધોને સુધારવાની તથા સારા રસ્તા ઉપર મેળવાની એ પત્રની પ્રથમની રાજનીતિ, વાંચનાર જાણેછે તેમ, અમે આજ સુધી જાળવી રાખીછે.

ઉપલાં લખાણમાં તે વખતનાં પાંચ ગુજરાતી પત્રોનો હેવાલ આપ્યોછે પણ તેઓનાં નામ જણાવ્યાં નથી, તે પાંચ પારસી પત્રો હતા અને ૧૮૫૧-૫૨ નાં સાલમાં તે નીચલાં હતાં:—

| | |
|---|---|
| ૧. મુંબઇ સમાચાર | ૪. મુંબઇ ચાબુક. |
| ૨. જામે જમશેદ. | ૫. ચિત્ર ગ્નાન દર્પણ. |
| ૩. સમાચાર દર્પણ. | |

એઓમાં "મુંબઇ સમાચાર" તે વર્ષે સર્વેથી જુનું પત્ર હતું. ૧૮૫૧ માં અમારા જન્મ દિવસે એ બુઢાં પત્રે ૩૨ વર્ષની જીંદગી ગુજારેલી હતી, તેથી ઉતરતું વડિયલપણું "મુંબઇ ચાબુક" માં હતું, જે તે વર્ષે ૨૦ વર્ષની વયે પોંહચી ચુક્યું હતું. "જામે જમશેદ" અને "સમાચાર દર્પણ" જોકે "રાસ્ત ગોફતાર" ના વડિયલ તોપણ ઉપલા ભાઇબંધો કરતાં પાછલા વખતના અને વધારે નાનકડા ને ગુર્તનાજ હતા.

આ ભાઇબંધો સાથ ખામખા કોઇ છેડતીનાં છીટાં છાનતરાં શોધવાની અમારા તે મુરબીઓની કશી મરજી નહી હતી, અને તે ભાઇબંધોએ પણ પેહલેથી કશું વેંહચી લેવાની કાજી વલણ દેખાડી નહી હતી. ઉપલા પેહલા અંકમાં પોતાના ભાઇબંધો સાથ કાંઇક હરીફાઇમાં ઉતરવાનું ડોળ દેખાડયા છતાં, તે પત્રોએ પોતાની ગંફમાં આ નવા આવનારને સારો આવકાર આપ્યો હતો, તે ૧ લી ડીસેમ્બર ૧૮૫૧ ની તારીખના અમારા બીજા અંક માહેલા નીચલા ફકરા ઉપરથી માલમ પડેછે, જેમાં લખ્યું હતું કે—

"આ પતરના આસરા તરીકે હમારા ભાઇબંદો મુંબઇના ચાબુકના તથા શમાચાર દરપણના તથા ચીતર ગનેઆન દરપણના અધીપતીઓઇ તેઓનાં પતરો મુફત આપતાં કીધાછે તેઓનું હમે મોટું હેશાન માનીએચ."

પોતાના નવા ભાઇબંધની આ પ્રીતીમય પિછાણ કીધા છતાં અગત્ય કરીને એક ભાઇબંધે અમારા પત્ર તરફ કાંઇ ઘણી દિલસોજીનો દેખાવ દીધો નહી હતો, તે "રાસ્ત ગોફ્તાર" ના આ બીજા અંક ઉપરથીજ માલમ પડી આવેછે. એ ભાઇબંધ "મુંબઇ ચાબુક" હતો, જેનો અધિપતિ મરહુમ મી૦ નવરોજજી દોરાબજી ચાનદારૂ હતો, જે "નવરોજજી હરકારૂ" ને નામે પણ ઓળખાતો હતો તથા જે ગમે એવો એક કડક અને ફક્કડ લખનાર હોવા છતાં શેઠિયાઓના ખુશામદિયા ઢોલકી વગાડુ લેખે વિખ્યાતજ થયલો હતો, અને તેથી તેનું પત્ર શેઠિયાઓનાં ખાસ વાજીંત્ર લેખેજ ઓળખાતું હતું. તેણે "રાસ્ત ગોફ્તાર" નો પેહલો અંક બાહાર પડયો ત્યારથીજ બચ્ચાં બાંધ્યાં હતાં, અને તેબી બચ્ચાંનાં સરખાં એક રમુજી બાહનાંથી તેણે છીટાં શોધ્યાં હતાં. તેણે પેહલાં તો

**"રાસ્ત ગોફ્તાર" નામ સામેજ વાંધો**

કાહાડયો હતો. તેણે અમારાં "રાસ્ત ગોફ્તાર" અથવા "સાચું બોલનાર" નામમાં અમારી કાંઇ અભિમાની ભરેલી બેહાઇ વિચારી હતી, જે એક નામનાં કરતાં કાંઇ ખેતાબ સરખું તેને વધારે દીસવાથી અમારા પત્રે પોતાની મેળેજ પોતાને એ બડાઇખોરો એલકાબ આપવા સામે તેણે વાંધો ઉઠાવ્યો હતો અને લખ્યું હતું કે "રાસ્ત "ગોફ્તાર નામ તો એકલા ખોદા, પેગામબર અને પારલા- "મેંટનેજ ઘટે." એ ઉપરાંત ભાઇબંધ ચાબુકે અમારા છાપાની ટંકોર કીધી કે **"તમારૂં કદ ટુકું ને ચાલ લાંબી છે."** આ હુમલાનો જવાબ તા૦ ૧ લી ડીસેમ્બર ૧૮૫૧ ના (યાને અમારા બીજાજ) અંકમાં પ્રોફેસર દાદાભાઇએ **"બુઢા બાઈ ચાબુકના સવાલો"** એવાં મથાળાં હેઠળનાં એક લખાણમાં વાળતાં લખ્યું કે એ લખાણ કરીને તેવણે "હમારા ભાઇબંદ સાથ મીતરાચારીનો જેગોપાસ કીધોચ." પણ આ લખાણમાં ચાબુકને કાંઇ જવાબ સરખું થોડુંજ મળી આવેછે. તેમાં ફક્ત તેના હુમલાની ખબર લીધીછે, અને "ચાબુક" ના સવાલના જવાબમાં વળતો સવાલ પુછયોછે કે "તમે ભાઇ સાહેબ તમારા હાથમાં "અદલનો કાંટો ને ચાબુક શાનો લઇ બેઠાચ?" આ તાણો મારવામાં ભાઇબંધ ચાબુકના "ચાબુક" નામનોજ એશારો કીધો નથી, પણ પોતાના પત્રનાં મથાળાં ઉપરજ પોતાનાં નામ પ્રમાણેનું તેણે એક ચિત્ર કોરાવેલું હતું, જેમાં પોતે હાથમાં બુરાઓને શિક્ષા કરવાનો ચાબુક લઇ બેઠેલો ચિતાર્યો હતો અને પોતાની આગળ ન્યાય તોળવાનાં સતના કાંટાનું ચિત્ર દોરાવેલું હતું, માટે જ્યારે "ચાબુકે" અમારાં "રાસ્ત ગોફ્તાર" નામની સત્તાનો સવાલ ઉઠાવ્યો, ત્યારે "રાસ્ત ગોફ્તારે" એ ભાઇને "ચાબુક" નામ રાખવા અને અદલનો કાંટો હાથમાં લઇ બેસવાની કોણે સત્તા આપી તે સવાલ ઉઠાવ્યો. પણ કાંઇબી ખાતરીપુર્વક જવાબ તો આપણા માનવંત પ્રોફેસરે પોતાના પત્રના ૩ જા યાને તા૦ ૧૫ મા ડીસેમ્બર ૧૮૫૧ ના અંકમાં આપેલો મળી આવેછે, જેમાં ભાઇબંધ ચાબુકને પુછ્યુછે કે "તમે કેહોચ કે રાસ્ત ગોફ્તાર તો એકલા ખોદા અને પારલામેંટનેજ આપવાનો ખેતાબ છે તો શું પારલામેંટમે માણસોજ બેસેચ કે ખોદા? શું પારલામેંટમે ૫૦૦ આદમી મળેચ તે બધા ખોદા છે કે?" આ ફક્ત નામ ઉપરની તારીમારી સરખી તકરાર પછવાડેથી બંધ થયલી માલમ પડેછે. પણ તે પછી "રાસ્ત ગોફ્તાર" અને "મુંબઇ ચાબુક" વચેનો ચચડાટ કેટલાંક વર્ષો સુધી ચાલુ રહેલો મળી આવેછે. બરાબર બોલીયે તો એક હાથ ઉપર "રાસ્ત ગોફ્તાર" અને બીજા હાથ ઉપર "મુંબઇ ચાબુક" એકેકના જબરદસ્ત હરીફો થઇ પડયા. આ "રાસ્ત" પત્રે ભાઇબંધ ચાબુકના તરેહવાર ચેષ્ટાખોરા ચેનચાળા અને ઠેકડીખોરી મજાખ મશ્કરીઓ ચાલુ રાખી, તે અંહી સુધી કે ત્યાર પછી થોડાં વર્ષમાં સને ૧૮૫૯ માં મી૦ નવરોજજી દોરાબજી ચાનદારૂ મરણ પામ્યા, અને તેનું મુંબઇ ચાબુક બંધ પડવા તુલિક થયું ત્યારે લોકો ખુલ્લી રીતે "ચાબુક" ને તોડવાનું "રાસ્ત ગોફ્તાર" ને માન આપવા લાગ્યા અને નવલુ હરકારૂને "રાસ્ત ગોફ્તારે" બંધ પાડવા વિષે તેઓ બાપોકાર બોલવા લાગ્યા. એ મરહુમના કડક લખાણો તથા શખ્ત હુમલાઓનો દોર તોડવાને સર જમશેદજી જીજીભાઇ તથા શેઠ ફરામજી કાવસજી સરખા શેઠિયાઓ માંથેમાંથ મચ્યા હતા, પણ જે દોર એવા માતબર શેઠિયાઓથી નહી તુટયો તે દોર શેઠ દાદાભાઇ નવરોજજીને હાથે તુટવાની વાત પ્રજામતે કબુલ રાખી.

૧૮૫૧ નાં સાલની તા૦ ૧૫ મી ડીસેમ્બરના "રાસ્ત ગોફ્તાર" ના ૩ જા અંકમાં ચાબુકને ઉપલો જવાબ આપવાની સાથે "જામે જમશેદને જવાબ" નાં મથાળાં તળે એક બીજો વિષય મળી આવેછે, તે પણ અમારા ભાઇબંધો સાથના અમારા તે વખતના ઘસાતા સંબંધની યાદમાં લગાર ધ્યાન આપવાજોગ છે.

"હુલડનું સેવટ" એ મથાળાં તળેના એકજ બીજા વિષયથી એ આખો અંક પુરો થયોછે, જેમાંની અશુદ્ધ ભાષા અને ભાગીતુટી જોડણી છતાં લખાણનું જોસ અને ચમક આજે પચાસ વર્ષે પણ વાંચવાજોગ છે. ૧૮૫૧ નાં મુસલમાનોનાં હુલડનું સમાધાન સેવટ તે વખતના મુસલમાનો સાથ સુલેહ કરીને તથા પારસીઓ તરફથી માફી માગીને લાવવામાં આવ્યું, અને બિચારા માર ખાનારા પારસીઓને નીચું જોવું પડયું, તે સુલેહની સભાઓ તથા મસલતો અને હીલચાલોની તમામ હાંસી મશ્કરીથી તે ઉપહાસક લખાણ ભરપુર છે, જેમાં સરિયામ પ્રોફેસર દાદાભાઇ નવરોજજીની ચાલાક કલમ આપણે જોઇ શકીયે છીયે.

પણોતો પુત પાળણામાંથી માલમ પડે તેમ દોહડ મહીનામાં તો "રાસ્ત ગોફ્તારે" વાંચનારાંઓનું એટલું

વ્હાલ વધારી દીધું કે તા૦ ૧ લી જાન્યુઆરી ૧૮૫૨ ના અંકમાં તેણે પોતા વિષે નીચલી ખુશ ખબર પ્રકટ કીધી. હજીસુધી તેની ૧૦૦૦ નકલ દર પખવાડીએ છાપીને મુફત વેંહચવાનું ચાલુ રાખ્યું હતું, પણ નીચલો ઉતારો દેખાડશે કે "રાસ્ત ગોફતાર" નું એટલું કામ ખસુ ગણાતું નહી હતું અને પ્રજામતે તેની વૃદ્ધિ જોવા માગી હતી, જેથી મજકુર અંકમાં તેની નીચલી "મદેનજર" પ્રકટ થઇ—

"મદે નજર

"રાસત ગોફતાર.

"ઘણી તરફથી ફરીઆદ થાઈઆ કે રાસત ગોફતાર ઘણું થોડાકે તથા ઘણું નાંહાંનું નીકલેઅ તે વધારે જલદી તથા વધારે મોહોટું કાહાડવું જોઇએ તે માટે આએ ટીપ ઉભી કીધીઅ કે જો પુરતી મદદ આઇતે ઉપર માંગેલો વધારો કીધામેં આ,વે તે એ રીતે કે દર પખવાડીઆને બદલે દર અઠવાડીએ કાહાડવું તથા હાલ જે એક ઈખ્યા કોઇ વખતે હોહોડ કાગલ નીકલેઅ તેહેને બદલે દર વખતે બેએ આખા જરૂર પડે તો વધારે કાગલ કાહાડવાં તેહેનો ખરચ ઓ દર ખાપે છેક બેએ આના મુકરર કીધાછે પણ તેવી ઉમેદથી કે જે શાહેબોની શકતી હોએ અને બેએ આનાંથી વધારે ભરીને એ પતર પરવરતાવવાની ખાહેશ રાખતાં હોએ તેઓએ પોતાની મરજી પરમાંણે વધારે ભરવું કે તેથી ગરીબ લોકોમાં ફેલાવો કરવાને તથા ફેશાબર ખાતે મોકલવા શારૂ વધારે નકલો છાપવાને બની આવે.

"વાશતે જે શાહેબને આએ દરખાશત કબુલત લાગે તેઓએ મેહેરબાંની કરીને પોતાંના નાંમ લવાજમો શુધાં શમાચાર દરપણ છાપાખાંનામાં આએ પતરનાં અધીપતી ઉપર લખી મોકલવાં.

"રાસત ગોફતારનો અધીપતી."

"સમાચાર દરપણ આફીશ—
તા૦ ૧ લી જાનેવારી શને ૧૮૫૨."

આ મદેનજરમાં પ્રજાના આશ્રયના આધાર ઉપર વાંચનારી આલમને દાખલું નોતું પ્રજાએ કેટલું બાહાલ રાખ્યું, તે જાણવાને અમારી પાસે નોધ કશી નથી, પણ ૧૮૫૨ ની અમારી ફાઇલજ અમારા પત્રની કળાવૃદ્ધિનો પુરાવો આપે છે. ઉપલી મદેનજર છાપ્યા પછીજ કાંઇ ગ્રાહકોની ટીપ જેવું અમારી જીંદગીમાં પેહલીજ વાર નક્કી થયું તેની ખબર ૧૮૫૨ ની તા૦ ૧ લી ફેબ્રુઆરીના અંકમાં નીચે મુજબ આપેલી મળી આવેછે.

"હમોએ આએ પતરની કીમત લેવાની મદેનજર છાપીઅ, પછી જે કોઇ ગરાક થઆંઅ તેઓની ટીપ હજુર જુદે જુદે હાત ફરતી હતી તેનાં શબબથી હમો હમારાં શરવે નવાં ગરાકોનાં નાંમો લખી લીધાં હતા નહી તેથી તેઓને આએ પતર બરાબર પોંહચાડાએ શકીઆં નહી— પણ હવે હમો અઠવા શાખીએ કે એક વખત હમારૂં બધું લીશત નક્કી થાએ કે પછી ફેર બંદોબશત કીધામાં આવશે કે શરવે કોઇને શકારે એક વખતે પોંહોંચતું થાએ. કાજ હબુતમાં જે વાશતે બધી તરાંહનો પકો બંદોબશત કરવાને આગળતાં જરા વખત લાગવો જોઇએ."

આ ફકરા ઉપરથી જણાયછે કે ઉપલી "મદેનજર" છપાયા પછી બીજાંજ અઠવાડિયાંથી "રાસ્ત ગોફતાર" નાં ગ્રાહકોની ટીપ જેવું કાંઇ થઇ શક્યું. એટલુંજ નહી, પણ ત્યારપછી તુર્તજ પખવાડિક પત્રને બદલે અઠવાડિક છાપાનું આ પત્રે રૂપ ધારણ કીધું હતું, કે જે ત્યારથી આજ સુધી ચાલુ રહ્યુછે. પખવાડિક પત્ર લેખે સન ૧૮૫૧ ની તા૦ ૧૫ મી નવેમ્બરે પેહલો જન્મ લીધા પછી ૧૮૫૨ ના ફેબ્રુઆરી મહીનાથી એ પત્ર અઠવાડિક થયું, એટલે તા૦ ૧ લી જાન્યુઆરીના અંકમાં એ પત્રના પ્રવર્તાવનારાઓએ પ્રજાની જે મદદની માગણી કીધી, તે તેને પેહલાજ મહીનામાં ફળીભૂત થઇ.

ઉપલા ફકરાની છેલ્લી લીટીઓ ઉપર પ્રિય વાંચનારનું ધ્યાન ખેંચવા માગીયે છીયે. એક વર્તમાનપત્ર બાહાર પડતાં સર્વથી પેહલી તેનાં ગ્રાહકોની ટીપ નક્કી કરવી જોઇયે, એવો છાપાવાળાઓનો આજનો અનુભવ છે. પણ અમારો છાપો પેહલો જન્મ પામ્યો તે વખત ઉપર વર્તમાનપત્ર પ્રવર્તાવવું એટલું તો મુશ્કેલ કામ ગણાતું હતું કે પેહલો અંક બાહાર પડયા પછી હડી મહીના સુધી આ "રાસ્ત ગોફતાર" પત્રવાળાઓએ જાણેકે અંધારામાં ફાંફાં મારવાં કીધાં હતાં. નહી તેઓનાં ગ્રાહકોની ટીપ નક્કી કરાઇ હતી, કે નહી લોકોને ત્યાં તે વખતસર પોહોંચતું કરી શકાયું હતું, કે જે અશક્તપણાને માટે અમારા તે વખતના અધિપતિને ઉપર મુજબ માફી આપવી પડી હતી.

---

### પ્રકરણ ૨ જું.

## પત્રનો સુધારો વધારો અને ફેરફાર.

ઉપર જણાવેલી મુશ્કેલીઓ વચ્ચે આ પત્રે જન્મ લેવા પછી તેનું કામ વધતું અને સુધરતુંજ ગયું. તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૫૧ ને દિને એક પખવાડિક પત્ર લેખે જન્મ લીધા પછી તથા ૧।। મહીનો પોતાની ૧૦૦૦ નકલો મુફત વેંહચ્યા પછી, તા૦ ૧ લી જાન્યુઆરી ૧૮૫૨ થી એ પત્ર ઉપર દર મહીને ૦)॥ ની કીમત ઠરાવવામાં આવી અને તા૦ ૧ લી ફેબ્રુઆરીથી તે પખવાડિકને બદલે અઠવાડિક પત્ર થયું તે આપણે છેલ્લાં પ્રકરણમાં જોયું. ત્યાર પછી એકજ વર્ષમાં, સન ૧૮૫૩ થી તેની હૈયાતીમાં એક અગત્યનો ફેરફાર એ થયો કે તે સમાચાર દરપણ છાપાખાનામાં છપાતું હતું, તેને બદલે આ "દફતર આશકારા છાપાખાના" માં દાખલ થયું. જુના કાળનાં ગુજરાતી છાપાખાનાઓમાં આ "દફતર આશકારા પ્રેસ" નું ચઢિયાતપણું સર્વમાન્ય હતું. આજે બરાબર ૬૧ વર્ષ ઉપર યાને ઇસવી સન ૧૮૪૦ માં મુંબઇના દેશી છાપાના પેહલા પિતા અને ગુજરાતી "ટાઇપ" ના મુળ શોધક મરહુમ ફરદુનજી મર્ઝબાનજીએ આ છાપાખાનું સ્થાપ્યા પછી, તે મરહુમના દીકરાઓ કાવસજી, મેહેરામજી અને મેહેરવાનજી એ છાપાખાનું ભાગમાં ચલાવતા હતા. તે પછી વડા ભાઇ શેઠ કાવસજી ભાગ છોડવીને ધંધાને અર્થે પુણે ગયા, ત્યાર પછી બે ભાઇઓ શેઠો મેહેરામજી અને મેહેરવાનજીએ "મેસર્સ મેહેરામજી ફરદુનજીની કું૦" ને

નામે આ કારખાનું પોતાને હસ્તક લીધું અને ચલાવ્યું, તે આજ સુધી એજ નામથી ચાલુ રહ્યું છે. આ કંપનીના વડા ભાગ્યા શેઠ મેહરામજી ફરદુનજી મર્જબાન જેવણુથી કંપની નું નામ ચાલેછે, તેવણુ ધણી સન ૧૮૯૫ માં મરણ પામ્યા, તે વખતની તેવણુની છેલ્લામાં છેલ્લી તસ્વીર હેઠળ આપીયે છીયે.

મેહરામજી ફરદુનજીની કંપની ના બીજા ભાગ્યા શેઠ મેહરવાનજી ફરદુનજી મર્જબાન જેવણુ આ છાપખાનાના તેમજ "રાસ્ત ગોફતાર" પત્રના એકલાજ માલેક હાલ રહેલા છે, તેવણુની હાલના વખતની છબી આ પત્રને છેડે છેલ્લા સફા ઉપર અમારા પત્રના હાલના હેયાત સ્ટાફના ચિત્રના સાથ આપીછે.

**માલેકને ખમવી પડેલી પૈસાની મોટી ખોટ.**

જે જે મુશ્કેલીઓ અને જેવી કિસમની હરીફાઈઓ વચ્ચે "રાસ્ત ગોફતાર" પત્રે જન્મ લીધેલો આપણે ઉપર જોયો છે, તે તરફ નજર કરતાં આવાં એક બાળક પત્રે જીવવુંજ કઠણ હતું, અને જે સજીવન્તુદ સ્થાપક શેઠની મદદ ભોગવવાને તે નસીબવાન થયું હતું, તે મદદ જો તેને નહી મળી હોત તો થોડાંજ વર્ષમાં તે કબરવાશી થઈ ચુકયું હોત. પણ અગત્ય કરીને શેઠ ખુ. નો. કામાજીએ આ પત્ર એક બચ્ચાંની પેઠે સપોવી સપોવી ઉછેરીને મોટું કીધું તેનો આભાર તો એ પત્રની તવારીખમાં સદાકાળ યાદ રહી જશે. તે મદદ કાંઈ માત્ર પૈસાનીજ અને એકજ રૂપમાં થઈ નહી હતી. પત્રને સુધારવામાં તેવણુની સલાહ અને શામેલગીરી ચાલુજ હતી, અને અનેક આકારમાં પત્રની ફતેહમાં તેવણે પોતાની તરફનો ફાળો આપ્યા કીધો હતો. જેમકે પ્રોફેસર દાદાભાઈ નવરોજજી સન ૧૮૫૫ માં પેહલવેહલા ઇંગ્લંડ ગયા પછી બીજાંજ વર્ષમાં આ પત્રનું કદ વધારવામાં આવ્યું, તથા તેની કીમત પણુ વર્ષ દાહડે રૂ૧૫ ઉપરથી વધારીને રૂ૩) કરવામાં આવી, ત્યારે શેઠ ખુ. નો. કામાજીએ આ પત્રને માટે કાગળની ગાંસડીઓ તથા છાપવાજોગ ચિત્રોનાં બીબાં વિલાતથી મંગાવીને પત્રમાં છાપવા માટે ભેટ આપ્યાં હતાં.

"રાસ્ત ગોફતાર" પત્રને ઉભું કરવા અને ચલાવવામાં તેના પેહલા માલેકોને એક અડધીનીહાસલ નહી હતી. તેઓએ ફક્ત પ્રજાની સેવાને કાજે આ પત્રની સ્થાપ્ના કરી હતી. પારસીઓમાં એક આબરૂદાર, સુવાં અને સ્વતંત્ર પત્રની ખુટ જોઈને તે પુરી પાડવા તથા એક આપઍખત્યાર છાપો કેવો હોય તેનો બીજા છાપાવાળાઓને દાખલો આપવા આ પત્રની સ્થાપ્ના કરી ત્યારે તેમાંથી પોતાના નફાની તો તેઓ આશા રાખી શકેજ નહી, માટે તેઓએ ગાંઠના ગોપીચંદનો ધસારો ખમીને આ પત્ર ચલાવવું ખુદરતી હતું અને તેવીજ ખોટ ખમીને તેઓએ વર્ષોનાં વર્ષ સુધી તેને ચલાવ્યું હતું. આ ખોટનો સરવાળો સન ૧૮૫૭ સુધીમાં રૂ૨૦૦૦૦ નો આવ્યો હતો, કે જે ખોટ મરહુમ શેઠ ખુરશેદજી નોસરવાનજી કામાજીએ પોતાની ગાંઠના ભરી હતી.

મરહુમ શેઠ મેહરામજી ફરદુનજી મર્જબાન.

આવી રીતે પૈસાની ઓટ ખમીને તથા ઘણોક શ્રમ વેઠીને ૧૮૫૧ ના વખતના "રાસ્ત" ના પેહલા બેહુ માનવંત માલેકોએ પત્રને ૧૮૫૭ નાં સાલ સુધી ટચુમચુ ટેકવી રાખ્યું. આ છ વર્ષના અરસામાં "રાસ્ત ગોફતાર" ગરીબાગરીબ જીંદગી ગુજારતું રહ્યું. પોતાના બીજા માતબર બાહાબંધો કરતાં તેને વધારે પગભર થતાં તો અન-ખતાં વાર લાગી. પણ આજની તેની જે ખીલતી હાલત થઇછે, તેવી હાલતમાં પણ આ પત્રને આવી પોંહચવાની જાણેકે કશી આશાજ નહી હતી. એ છ વર્ષ દરમ્યાન આ પત્રને કાંઇ વિટંબણાઓ વીત્યાં. સાચું બોલ-વાથી ઘણા જણને દુઃખ લાગેછે. તે મુજબ "રાસ્ત ગોફતારે" પોતાનાં સાચાં તેમજ સ્વતંત્ર પણ તીખાં તમતમતાં લખાણોથી ઘણાકોને પોતાના દુશ્મન કીધા. તે દુશ્મનોના શખુન-રાજીના સખ્ત મારા તળે, બીજા લોકોની બદનામી અને મત-લબ્યા લોકો તરફની બદગોઇ વચ્ચે આ પત્રને ઉપલાં છ વર્ષ એક કરડી કસોટી-માંથી પસાર થવું પડયું. પણ તે છતાં "રાસ્ત ગોફતાર"ની જેમ હાડમારી વધતી ચાલી તેમજ તેની લોકપ્રિયતા પણ એટલી વધી ગઇ, કે તેના જન્મ પછી થોડાંજ વર્ષમાં એવોબી એક વખત આવી લાગ્યો કે જ્યારે દર રવિવારે ક્યારે "રાસ્ત ગોફતાર" છપાઇને બાહાર પડે તેને માટે મોટી ઇનતેજારીથી લોકો સહવારનાં પહરમાં નાસ્તોપાણી કરીને તૈયાર થઇ રાહ જોતાં હતાં, અને "રાસ્ત ગોફતાર" ઘેરમાં આવી પોંહચે તેવુંજ તે લઇને વાંચવાને ઉલટમંદ વાંચનારાઓ તે ઉપર તુટી પડતા હતા.



"રાસ્ત ગોફતાર" ના અધિપતિ મરહુમ મી૦ એદલજી નસરવાનજી પૂરશા.

## અધિપતિઓ અને લખનારાઓ.

ઉપલી ટુક મુદતમાં "રાસ્ત ગોફતાર" ઉપર જે જે વીત્યું તેમાં અધિપતિઓના ફેરફાર તેનાં મુખ્ય વિટંબણાં થઇ પડયાં હતાં. પત્રની ઉપલી લોકપ્રિયતા તેના જુદા જુદા અધિપતિઓનાં તેજી લખાણોથી થઇ હશે એમ કેહવાને તે વખતના કોઇ પણ વાંચનાર ના પાડશે નહી. પોતાના બચ-પણના પેહલાજ દાય-કામાં આ પત્રને આવું પ્રજાપ્રિય બનાવનાર તેના તે અધિપતિઓ હતા, કે જેઓમાં પેહલા ઉપર કેહવા મુજબ પ્રોફેસર દાદા-ભાઇ નવરોજજી હતા. પણ એવા એક ઉદ્યોગી અને ઉપ-યોગી શેહરીથી એક વર્તમાનપત્રના અધિ-પતિની ઝુમરીમાં લાંબા દાહડા સુધી જોવાઇ રેહવાનું બનેજ નહી, અને તે મુજબ તેવણે પોતાને એ ઝુમરીમાંથી જલ-દી છોડવીને પોતાની પાછળ પોતાનીજ સાથવાળા એલ્ફિન-સ્ટોન્યન ગોથિયાઓને એક પછી એક પોતાનું અધિપતિપણું સોંપી આપ્યું. આવી રીતે આ પત્રની ઝુમરીની તોકમાંથી મી૦ દાદા-ભાઇને છોડવનારા તેવણના જોડિયાઓ મેસર્સ એદલજી નસરવાનજી પૂરશા અને મી૦ જાંહગીર બરજોરજી વાછા મુખ્ય હતા. સન ૧૮૫૨ ના આગસ્ટ મહીના સુધી પ્રોફેસર દાદાભાઇ "રાસ્ત ગોફતાર" ના અધિપતિ રહ્યા. એ છેલા વખતથી તેવણે એ પત્રનું અધિપતિપણું છોડીને મી૦ એદલજી પૂરશાને આપ્યું, જે તેવણે સન ૧૮૫૨ ના આગસ્ટથી ૧૮૫૩ ના માર્ચ મહીના સુધી ચલાવ્યું. મી૦ એદલજી એલ્ફિનસ્ટન સ્કૂલમાં

પ્રોફેસર દાદાભાઇના એક જોડિયા શિક્ષક હતા. તેવણની ઓળખ તો "મજગામવાળા" કરીને હતી, પણ સ્કૂલમાં "પ્રશ્યા" (Prussia) દેશને તેના "પ્રુશ્યા" ના ખરા ઉચ્ચારે શિખવવાની તેવણની ખેંહશ ઉપરથી તેવણની "મજગામવાળા" ને બદલે "પ્રુશ્યા" ની અટકજ પડી ગઇ, અને પછી સઘળાં જણ તેવણને "એદલજી પ્રુશ્યા" કેહેવાજ ઓળખવા લાગ્યાં હતાં. મી૦ એદલજી પોતાનાં ધારેલાં દરેક કામમાં એટલા તો ખરા દિલથી ખંતી રેહતા હતા, કે પોતાના નિશાળીઆ તરફની તે તિક્ષણ લાગણીને માટે સ્કુલમાં પોતાના વર્ગમાંજ તેવણ જેટલા વિખ્યાત થઇ ગયા હતા, તેટલાજ વિખ્યાતી તેવણે "રાસ્ત ગોફતાર" ની કટારે મધે પોતાનાં લખાણોમાં તેજ તિક્ષણ લાગણી ચાલુ રાખીને મેળવી હતી. ખરેખર આ "રાસ્ત" પત્રનાં પેહલાં બચપણનાં તેનાં જે તીખાં તમતમતાં તેજી લખાણો વિષે ઉપર કહ્યું તે લખાણો કરવામાં મુખ્ય મી૦ એદલજી પ્રુશ્યાની કલમ હતી. ત્યારબાદ એ ગૃહસ્થે ૧૮૫૩ ના માર્ચ મહીનામાં "રાસ્ત ગોફતાર" ની કલમ છોડી દીધા પછી એ અધિપતિની ખુરશી ઉપર ત્રીજા એક એવા એલ્ફિનસ્ટોનીઅનનું જોડાવું થયું, કે જેનું અધિપતિપણું વધારે લાંબો વખત જારી રહ્યું, અને જે ગૃહસ્થે વળી જુદીજ કીસમનાં જાહેર લખાણોમાં પોતાની કલમબાજી બતાવી આપી. એ ગૃહસ્થ મરહુમ મી૦ જાંહગીર બરજોરજી વાછા હતા.



"રાસ્ત ગોફતાર" ના અધિપતિ મરહુમ મી૦ જાંહગીર બરજોરજી વાછા.

એ ગૃહસ્થ સન ૧૮૫૩ ના માર્ચથી સન ૧૮૫૭ ના ડીસેમ્બર સુધી યાને ૪॥ વર્ષ સુધી અમારા પત્રકારનાં પદ ઉપર ચાલુ રહ્યા. જે પછી તુર્તજ એવણ ઇંગ્લંડ ગયા ત્યાંના ઇંગ્રેજી પોશાકમાં તેવણે પોતાની જે છબી લેવડાવી હતી તે અમે હેઠળ આપીયે છીયે. એક ગુજરાતી લખનાર દાખલ મી૦ જાંહગીર વાછાની મુખ્ય ખુબી "ટુંકાં ને ટચ" લખાણમાં હતી. થોડું લખવે ઘણું કરી જાણવું તે ગોયા એ લખનારનો "મોટો" હતો. થોડા શબ્દોમાં ઘણો અર્થ સમાઇ જાય, એવું હેતુગર્ભિત લખાણ કરવાના હુન્નરમાં મી૦ જાંહગીર એકો હતો. બીજી એ લખનારની ખુબી તેનાં લખાણના હાસ્યરસમાં હતી. મી૦ જાંહગીર વાછાનું લખાણ "રાસ્ત" ના વાંચનારાઓને તેમાંના હાસ્યરસિક તત્વને માટે અતિ પ્રિય થઇ પડયું હતું, અને તેનાં ચટકીલા વાક્ય રચનાથી તથા તેની હસાવનારી રમુજોથી કરીનેજ દર રવિવારે "રાસ્ત" બાહાર પડવાની લોકો ઉલટથી રાહ જોતાં હતાં. "રાસ્ત" ના હરીફોને મી૦ જાંહગીર વાછાનાં આપેલાં રમુજી નામો એક કેહવત જેવાં થઇ પડયાં હતાં. જેમ પાછલા જમાનામાં કોઇને "લાલ બુજર્ગ" અને કોઇને "ગુરગીન" નામ આપવાની અમારા પત્રે રમુજ કીધી હતી, તેમ ઉપલા જુના જમાનામાં સુધારાની સામી પક્ષના પોતાના મનુની હરીફોમાંના કોઇને "ઉરણની બકી" અને કોઇને "ડાકટર ડોસલાંમાય" નાં રમુજી નામે આ "રાસ્ત" પત્રમાં તેમની મજાખ કરી હતી, તે મજાખનો કરનાર અધિપતિ મરહુમ મી૦ જાંહગીર વાછા હતા. ૧૮૫૮ થી મરહુમ મી૦ સો. શા. બંગાલીએ "રાસ્ત ગોફતાર" નું અધિપતિપણું ચલાવી

સન ૧૮૫૯ માં છોડી દીધું, તે એકવાર ફરી એજ ગૃહસ્થ મરહુમ મી૦ જાંહગીર બરજોરજી વાછાને સપુરદ કીધું હતું. એ અધિકાર તેવણે ૧૮૬૧ સુધી ભોગવ્યો હતો, કે જે પછી મરહુમ મી૦ કરસનદાસ મુલજી મી૦ જાંહગીર વાછાની જગ્યાએ અધિપતિ થયા હતા.

આ પત્રને તેની બાલ્યાવસ્થામાં સંભાળથી માવજત કરીને ઉછેરનારા ઉપલા જુવાન સાહેબો ઉપરાંત તેને આપણા બીજા પણ કેટલાક સુનંદા શેહરીઓની મદદ અને સેવાનો લાભ મળ્યો હતો કે જેઓનાં માત્ર નામજ અતરે ટાંકી લેવાં બસ થશે. તેઓમાં પેહલાં તો સાહિત્યના પેલા બે જોડિયા સેવકો મરહુમ મી૦ અરદેસર ફરામજી મુસ અને મરહુમ મી૦ નાનાભાઇ રૂસ્તમજી રાણીનાનાં મુબારક નામ પ્રથમથી ભાસી આવેછે. છેલ્લા ગૃહસ્થની કલમ અમારા કટારોમાં ચોકસ પુસ્તક પરીક્ષા ઉપર અગત્ય કરીને રોકાયલી રેહતી હતી. અમારા બીજા એક લખનાર મરહુમ મી૦ બેહમનજી પેસ્તનજી માસ્ટર હતા, કે જેવણ ઉપલા જુવાનીઆઓની સંફનાજ એક ઉલટમંદ અને ગબરૂ એલ્ફિનસ્ટોન્યન હતા. બીજા આપણા હાલના માન પામેલા અને બુજોર્ગ શેહરી શેઠ ડાસાભાઇ ફરામજી કરાકા સી. એસ. આઇ. હતા, કે જેવણની એક છબી અતરે ઉતારી લેવાનું અમે મગરૂરી ભરેલું માન ધરાવીયે છીયે.



"રાસ્ત ગોફતાર" ના એક લખનાર શેઠ ડોસાભાઈ ફરામજી કરાકા, સી. એસ. આઈ.

આ પાછલા સાહેબો કોઇબી વખતે "રાસ્ત ગોફતાર" નું અધિપતિપદ પામ્યા નહી હતા, પણ અવારનવાર લખાણો કરીને એક મદદગાર લખનાર દાખલ તેઓની સેવા આ પત્રમાં ઘણાં વર્ષ સુધી ચાલુ હતી. અમારાં તે વખતનાં લખાણમાં મી૦ ડોસાભાઇ ફરામજીનો ફાળો નજીવો નહી હતો, પણ જ્યારે આપણ વિચાર કરીયે છીયે કે તેવણ આ પત્ર સાથ સંબંધમાં આવ્યા તેની પણ કેટલીક વખત અગાઉ તેવણ એક પત્રકાર લેખે પ્રસિદ્ધ થયા હતા, ત્યારે "રાસ્ત ગોફતાર" પ્રત્યેની તેવણની વલાણ અચરતી પેદા કરશે નહી. તેવણ નજદીક પચાશ વર્ષ ઉપર સર જમશેદજી ઇનસ્ટિટ્યુશનમાં નોકરીએ હતા, ત્યારથી "જામે જમશેદ" પત્ર સાથ તેવણ જોડાયલા હતા, અને તે પત્રના અધિપતિદાખલ પોતે મેળવેલા અનુભવનો લાભ ત્યારપછી તુર્તજ તેવણે આ "રાસ્ત" પત્રને આપવો ચાલુ રાખ્યો હતો, એજ બીના અમારા આગળા લખનારાઓમાં આપણા એ નામાંકિત શેહરીના મગરૂરી ઉપજાવનારા સંબંધનું ઉપયોગીપણું દેખાડવાને બસ થશે.

વળી ઉપલા આગળા અરસાના "રાસ્ત ગોફતાર" ના જુદા જુદા લખનારાઓની ટીપ આપતાં હજી એક બીજું માનવંત અને મશહુર નામ અમારેથી ભૂલી શકાતું નથી. તે નામ મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી સી. આઇ. ઇ. નું છે. એ મહાપુરૂષ તો પેલાજ પેહલવેહલા મુકીભર એલ્ફિનસ્ટોન્યનોની ટોળકીમાં એક તુરરા સરદાર સમાન હતા, અને એવણની સંભાળ તથા ચોકાશીભરેલી કુનેહબાજ કલમ તો સન ૧૮૮૫ માં એવણનાં મરણ સુધી આ "રાસ્ત" પત્ર મધે અનેક આકારમાં ચાલુ રહી હતી. અગત્ય કરીને અમારા પત્રની જીંદગીના જે પેહલા દાયકા વિષે

અમે બોલીયે છીયે, તે શરૂઆતના વખતમાં શેઠ નવરોજજી ફરદુનજીની મદદ આ પત્રને પાલીપોશીને મોટું કરવા તથા લખાણનો ખોરાક પુરો પાડીને જીવાડવામાં ઘણી કીમતી હતી. ઉપલા બીજા લખનારા ભાઇઓની પેઠે, પણ તેઓની ઘણાં વર્ષ અગાઉ, શેઠ નવરોજજી ફરદુનજી પણ એલ્ફિનસ્ટન સ્કૂલમાં શિક્ષક હતા, પણ અમે લખીયે છીયે તે વખતે તો તેવણુ સુપરીમ કોર્ટ અને પછવાડેથી હાઇ કોર્ટના એક દુભાશ્યા દાખલ સરકારી નોકરીમાં ગયા હતા. તે છતાં તેવણુની દિલસોજી મુખળી પ્રોફેસર દાદાભાઇ અને તેવણુનાં જાહેર કામો તરફ હતી, અને તેજ દિલસોજીથી તેવણુ આ "રાસ્ત ગોફતાર" સાથ પેહલાં એક લખનાર અને પછી એક માલેક દાખલ જોડાયા હતા.

પણ એટલીબધી હદ સુધી મી૦ દાદાભાઇ નવરોજજી અને તેવણુના મળતા વિવેકીએ "રાસ્ત ગોફતાર" પત્રને માનીતું અને લોકપ્રિય બનાવ્યા છતાં હજી તેને ફતેહમંદ કરવાને ઘણું કામ બાકી રહ્યું હતું. અને હિંદુસ્તાનના સન ૧૮૫૭ ના બળવાએ આ પત્રની ફતેહનું અધુરું રહેલું કામ પુરું કરવાની એક અચ્છી જોગવાઇ પુરી પાડી. જેમ ૧૮૫૧ નાં મુસલમાનોનાં હુલડે "રાસ્ત ગોફતાર" ને જન્મ લેવાનું કારણ આપ્યું, તેમ ૧૮૫૭ ના બળવાએ એ પત્રના સુધારા વધારાને કારણ આપ્યું. એ વખતે પત્રના માનવંત પિતા પ્રોફેસર દાદાભાઇ નવરોજજી કાંઇ મુંબઇમાં નહી હતા. તેવણુ તો ૧૮૫૫ થી ઇંગ્લંડ જઇને લંડનમાં ઠરીઠામ વસી ચુકયા હતા, તેટલામાં તેવણુની જગ્યાએ તેવણુનાં એ ફુલ બચ્ચાંને ફતેહમાં ફાવતું કરવા માટે પોતાનાં બાજુબળની બાહિધરીમાં લેનારો એક બીજો મદદગાર હાથ મળી આવ્યો. તે હાથ મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી

"રાસ્ત ગોફતાર" ના એક માલેક અને લખનાર
મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી સી. આઈ. ઈ.

બંગાલીનો હતો. શેઠ સોહરાબજીનું પાસેના સફા ઉપર આપેલું ચિત્ર તેવણુની જીંદગીના પાછલા વખતનું છે, પણ સન ૧૮૫૭—૫૮ ના જે જુના વખતનું હાલ વર્ણન કરીયે છીયે તે વખત ઉપર એ મશહુર અને માનવંત મરહુમ કેવા જુવાન દેખાવના હતા, તે તો ૭ માં સફા ઉપર એ પત્રનાં માલેક-મંડળનાં ભેગાં ચિત્રમાં દેખાડયું છે તે ઉપર નજર કરવાની અમે કદરદાન વાંચનારને અરજ કરીયે છીયે.

સન ૧૮૫૭ ના બળવા પછી હિંદુસ્તાનમાં નવો રાજદ્વારી સને શરૂ થયો અને એજ નવા રાજદ્વારી સનેએ "રાસ્ત ગોફતાર" ને પણ નવી રાજદ્વારી જીંદગી બક્ષી. '૫૭ ના બળવા પછી હિંદુસ્તાનના રાજ સુધારાના ઘણા અગત્યના રાજદ્વારી સવાલો ઉભા થયા. લશ્કરી સિપાહીઓના ખૂનખાર બળવાનો દોષ દેશી પ્રજાને માથે મેળાવા લાગ્યો, દેશીઓની વફાદારી ઉપર શક લઇ જવામાં આવ્યો, તથા દગલબાજ "નાના સાહેબ" ની કતલ અને ખૂનરેજીથી ઉશ્કેરાયલા ઇંગ્રેજો તમામ દેશી પ્રજાને બળવાખોર તથા ફિતુરી સમજી સમજાવીને આખી પ્રજા ઉપર વેર લેવાનો અને દેશીઓ ઉપર કશી પણ દયા નહી દેખાડવાનો ઝઘડો જગાડી બેઠા. પણ પ્રજાનાં સુભાગ્યે તે વખતે હિંદુસ્તાનને લાર્ડ કેનિંગમાં એક એવો ઇનસાફી અને માયાળુ ગવરનર જેનરલ મળી આવ્યો, કે જ્યારે તેના જાતભાઇઓ મગજ ગુમાવી બેઠા ત્યારે તે નામદારે મગજ શાંત રાખીને દેશી પ્રજા તરફ નરમાશભરેલી રાજનીતિ ચલાવી, અને દેશીઓ સામેની ઇંગ્રેજોની જુલમાતભરેલી વલાણને તોડી પાડવાને તે નામદારે એટલુંબધું તો કીધું કે ઉશ્કેરાયલા

ઇંગ્રેજો એ ઉમરાવ હાકમને પણ ધિક્કારવા લાગ્યા, અને "clemency Canning" નું નામ આપી તે નામદારને ખીજવવા તથા હાંસી મશ્કરીમાં હીણવા- લાગ્યા. એ ઉપરથી હિંદુસ્તાનમાં મોટી રાજદ્વારી ચર્ચા સળગી ઉઠી. તે ચર્ચામાંથી અગત્યના રાજસુધારાના સવાલો ઉભા થયા, તથા તે સઘળી ચર્ચાનું એક મનમાનતું અને સંતોષકારક સેવટ હિંદુસ્તાનનું રાજ ઇંગ્લંડનાં તાજ સાથ પાધરૂંજ જોડી નાખવામાં આવ્યું. ૧૮૫૭ સુધી જે કંપની સરકાર હસ્તક હિંદુસ્તાનનો ઇંગ્રેજી રાજ્ય કારોબાર ચાલતો હતો, તે કારોબાર પાર્લામેંટે કંપની સરકારના હાથમાંથી છોડવી લઇને ઇંગ્લંડની બખ્તાવર રાણી વિક્ટોરિયાના હાથમાં સોંપી આપ્યો, અને ત્યારથી કંપની સરકારંનો અંત આવીને હિંદુસ્તાનની શાહનશાહી સરકાર શરૂ થઇ. ૧૮૫૮ ના નવેમ્બરમાં નામદાર રાણીએ રાજ્યની લગામ હાથમાં લેતાં આખી શાહનશાહતમાં નવો ડંડેરો કાહાડયો, કે જે ડંડેરો આજ સુધી આપણા દેશની પ્રજાઓના હકો અને છુટાપણાની એક "માગના ચાર્ટા" ની સનદ લેખે ગણાતો આવ્યોછે, અને જે ડંડેરા હિંદુસ્તાનની તવારીખમાં સદાકાળ યાદગાર રહી જશે, તે ડંડેરાની ખુબીથી હિંદુસ્તાને નવો રાજદ્વારી જન્મ લીધો તેમ "રાસ્ત ગોફતાર" ને પણ એજ વર્ષમાં પોતાના માનવંત મુરબ્બી મરહુમ શેઠ સો. શા. બંગાલીની આગેવાની તળે **નવો રાજદ્વારી જન્મ** આપવામાં આવ્યો, એ તેની જીંદગીના મહાભારત ફેરફારનો એક નવો તબક્કો ગણાય. એ તબક્કા તળે પત્રનું કદ વધારીને તથા તેનાં લખાણમાં ઘણુંક નવું દાખલ કરીને, બલ્કે તેનું આખું સ્વરૂપ સુધારીને નવા અધિપતિ અને નવા માલેક તળે આ "રાસ્ત" પત્ર ગોયા નવે જન્મે નવાંજ પત્ર લેખે શરૂ થયું. પેલાજ આઠ આગેવાન શેહરીઓ જેમનાં નામ તથા ચિત્રો આ હેવાલના ૭ માં સફા ઉપર આપ્યાછે, તે માનવંત સાહેબોનાં માલેક–મંડળ તળે (મરહુમ મી૦ કરસનદાસ મુલજી સિવાએ) પત્રની આ નવી હસ્તી ચાલુ થઇ, અને તેઓમાંના એક માલેક શેઠ સો. શા. બંગાલી પોતેજ પત્રના અધિપતિ થયા. આ ફેરફાર બરાબર સમજવા માટે જાણવું જોઇયે કે એ વર્ષ આગાઉનાં સાત વર્ષમાં "રાસ્ત ગોફતાર" એક પારસી પત્ર દાખલ જન્મ લઇ પારસી છાપા લેખેજ ચાલુ રહ્યું હતું. પણ તેની જીંદગીના પેહલાજ દાયકામાં તેણે જે આ નવો ફેરફાર જોયો તેની ખુબીથી જોકે એક પારસી છાપા દાખલ એ પત્રે પોતાનું પારસીપણું ખાસ ખોયું નહી, તોપણ તેને પારસીની એકજ કોમનાં પત્રને બદલે સઘળી દેશી પ્રજાનો આવાજ ઉઠાવનારૂં દેશી હથ્યાર બનાવવામાં આવ્યું, અને પારસી, હિંદુ, મુસલમાન સઘળી કોમોનું તે વાજીંત્ર થઇ પડયું. વળી પોતાની આગળી જીંદગીમાં એ પત્ર ઘણુંકરીને મુંબઇ શેહર અને ઇલાકાની બાબતોમાંજ રચાતું હતું, તેને બદલે હવેથી આખી હિંદી શાહનશાહતની બાબતો એ પત્રે પોતાની નજર તળે લેવા માંડી અને એકલું પારસી નહી પણ દેશી, અને એકલું મુંબઇનું નહી પણ આખાં હિંદના પત્રનું તેને રૂપ આપવામાં આવ્યું. આવું શાહનશાહી સ્વરૂપ ધારણ કરનારો દેશી છાપો તે વેળા મુંબઇમાં તો એકબી નહી હતો. ઉપર જણાવેલાં સઘળાં વર્તમાનપત્રો હજી પારસીઓનાંજ હાથમાં હતાં, અને જોકે તેઓ અવાર નવાર સાર્વજનિક હિંદી સવાલો ઉપર ધ્યાન આપતાં હતાં, તોપણ તેઓ પારસી પોકારનાં હથ્યાર દાખલજ ચાલુ રહ્યાં હતાં, તેથી કરીને દેશી અને હિંદી છાપા દાખલ તેઓએ હજી પોતાને ઓળખાવ્યાં નહી હતાં. એ નવી ઓળખ તો એકલાં "રાસ્ત ગોફતારે" પોતાને માટે એખત્યાર કીધી, જે તેની ઓળખ તે વખતથી આજ સુધી ચાલુ રહીછે, અને વર્તમાનપત્રો ચલાવવાનું એ નવું ધોરણ પોતાના બીજા બાઇબંધોને તે વખતથી આ "રાસ્ત" પત્રેજ શિખવ્યુંછે. એવી રીતે સુધારેલાં "રાસ્ત ગોફતાર" ની નવી આવૃતિની ૧૨૦૦ નકલો પેહલાં છાપાવીને મુફત વેંહચ્યાથી તેનાં ગ્રાહકોમાં ઘણોક વધારો થયો.



"રાસ્ત ગોફતાર" ના એક માલેક અને અધિપતિ
મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી, સી. આઈ. ઈ.

હવે મરહુમ શેઠ સો. શા. બંગાલીનાં અધિપતિપણાં તળે "રાસ્ત ગોફતારે" પોતાની નવી સ્થિતિ અને નવાં સ્વરૂપમાં ફેરફાર કેવી રીતે કીધા તે વિષે થોડીક સમજણ આપવાની જરૂર છે. પેહલાં તો વર્ષ દાહડે રૂ૩ ની પત્રની જે કીમત હતી, તે વધાર્યા વગર પત્રનું કદ દર નકલે ૧૮૫૭ માં ૨) તાવ યાને ૮ સફા ઉપરથી વધારીને ૧૮૫૮ માં ૩ તાવ યાને ૧૨ સફાનું કરવામાં આવ્યું. જેથી આખ્ખાં વર્ષની અમારી "ફાઈલ" નું કદ ૧૮૫૭ માં ૪૧૬ સફા ઉપરથી વધીને ૧૮૫૮ માં ૬૫૦ સફાનું થયું. વળી આખ્ખાં હિંદુસ્તાનનો અઠવાડિક વર્તમાન સાર પત્રના પાછલા ભાગ ઉપર જુદા જુદા વિભાગો મુજબ, ઇલાકાઓનાં મથાળાંઓ તળે, જુદો દાખલ કરવાનું પણ અમારા પત્રમાં એજ વખતથી શરૂ થયું કે જેને માટે એક ખાસ પગારદાર ખબર લખનાર દાખલ મરહુમ શેઠ પેસ્તનજી દાજીભાઈ ઉણવાળાને રોકવામાં આવ્યા હતા. એ ઉપરાંત હિંદી શાહનશાહતને લગતા રાજદ્વારી વિષયો લખવાની રૂઢી "રાસ્ત ગોફતારે" પોતાના આ નવા ફેરફાર તળે પેહલવેહલીજ ચાલુ કીધી. તેની અગાઉ હિંદી રાજદ્વારી સવાલો ઉપર મુતલક ધ્યાન અપાતું નહી હતું એમ સમજવું નહી, પણ રાજદ્વારી સવાલોને નિયમિત ધોરણ ઉપર ઉઠાવી લેવા અને પુખ્ત અભ્યાસના પાયા ઉપર ગરમાગરમ જોશથી ચર્ચા ચલાવવાની પેહલ શેઠ સો. શા. બંગાલીના હાથ તળે આ પત્રેજ શરૂ કીધી એમ કેહવામાં અતિશયોક્તિ નથી. પણ રાજદ્વારી લખાણો ઉપરાંત સંસારી, ધર્મ સંબંધી અને કેળવણી સંબંધી લખાણો કરવાની પોતાની આગળની ફરજ એ પત્રે પડતી મુકી નહી. એ લખાણો પણ શેઠ સો. શા. બંગાલીએ નિયમિત કાનુનથી ચાલુ કરાવ્યાં. અઠવાડિક ખબર અંતરના વર્તમાન સાર ઉપરાંત જાહેરખબરો મેળવવા તથા વધારવા ઉપર પણ એજ વર્ષથી આ પત્રના માલિકોએ ખાસ ધ્યાન આપવા માડયું. પણ પત્રમાં દાખલ કરેલા એ સઘળા સુધારાઓ ઉપરાંત લખાણ સંબંધી એક સર્વથી સરસ અને નવો તથા અગત્યનો સુધારો જે સન ૧૮૫૮ થી આ પત્રે પેહલવેહલોજ ચાલુ કીધો તે એ કે દેશીઓને લગતી રાજદ્વારી બાબતો વિષે

### ઈંગ્રેજી લખાણો

ની નવી ખાસ કાલમો ઉઘાડવામાં આવી. સન ૧૮૫૮ અગાઉ મુંબઈના દેશી છાપામાં ઈંગ્રેજી લખાણો પ્રકટ થવાની તદન નવાઈ હતી. કલકતામાં "હિંદુ પેટ્રિયટ" આદી પત્રો ઈંગ્રેજી ભાષામાં રાજદ્વારી બાબતોની હિમતવાન ચારવણીઓ ચલાવતાં હતાં, પણ મુંબઈમાં દેશી પ્રજાના હક્કોની હિમાયત કરનારો એકબી ઈંગ્રેજી છાપો હયાત નહી હતો અને દેશી છાપાનો ઈંગ્રેજીમાં આવાજ ઉઠાવવાની એકબી પત્રે હિમત ચલાવી નહી હતી. એ હિમતભરેલું પગલું "રાસ્ત ગોફતારે" સન ૧૮૫૮ ના પોતાના નવા જન્મ તળે ભર્યું, એટલે પેહલવેહલી ઈંગ્રેજી કટારો ઉઘાડી. આ સઘળો ફેરફાર અને વધઘટ કીધા છતાં પત્રની કીમત માત્ર વર્ષ દાહડે રૂ૩, યાને દર માસે રૂ૦ા રાખી.

ઈંગ્રેજી લખાણ દાખલ કરવાનું મુળ કારણ એમ મળ્યું કે ૧૮૫૭ ના બળવાથી ઈંગ્રેજોમાં ઉશ્કેરાયલી આગનાં જોશ વચે ઈંગ્રેજી છાપામાં અને અગત્ય કરીને "ધી બામ્બે ટાઇમ્સ" પત્રવાળા મરનાર ડાક્ટર બ્યુસ્ટનાં આકળાં અને વેરસી લખાણોમાં દેશી પ્રજા ઉપર જે જે સખ્ત હુમલાઓથી ધુજારો થતો હતો, તે હુમલાઓનો દેશી કલમથી દેશી છાપામાં જવાબ દેવાની મોટી જરૂર હતી, તે જરૂર "રાસ્ત ગોફતારે" પોતાની પેહલવેહલી ઈંગ્રેજી કાલમોથી પુરી પાડી આપી. ઇશ્વર કૃપાથી અમારા પત્રના તે વખતના લખનારાઓની સંફમાં ઈંગ્રેજીના એક કાબેલ કલમકશ અને ચુનંદા લખનારની મદદ મળી આવી, જે મદદ "રાસ્ત ગોફતાર" ના માલેકોએ પોતાનાં પત્રની આ ફેરવાયલી નવી જીંદગીમાં મોટી ખુશી સાથે ઉપયોગમાં લીધી. એ વિદ્વાન લખનાર તે વખતના જાહેર લખનારાઓની સંફને જેબ દેનાર અને અધિપતિઓના આખ્ખા વર્ગને શોભાવનાર શેઠ કાવસજી એદલજી ખંબાતા હતા, કે જેઓનું ચિત્ર અમે પાસે આપીયે છીયે. ખોદાની બક્ષેશથી એ સાદા અને લાયકીવાળા પારસી લખનાર હજી અમારા પત્રની જ્યુબિલી જોવાને જીવતા રહ્યાછે, તેઓ હાલ કલકત્તાની "પોર્ટ કેનિંગ કંપની, લિમિટેડ" ના સેક્રેટરી દાખલ હિંદનાં તે રાજધાની શેહરમાં વસેછે.

કેહવાની કશી જરૂર નથી કે સન ૧૮૫૮ ના "રાસ્ત ગોફતાર" ની કટારોમાં આ વિદ્વાન પારસી લખનારનાં કાબેલ અને કસાયલી કલમે પોતાની જોશ અને અમકદાર ઈંગ્રેજી જીકરીઓથી આખ્ખા છાપા-વર્ગમાં એક જાતની ઉથલપાથલ કરી મેળી. એક દેશી આવું સરસ ઈંગ્રેજી લખી શકે એ પેહલાં તો ઘણાકોના માન્યામાંબી આવ્યું નહી. "રાસ્ત ગોફતાર" નાં તે ઈંગ્રેજી લખાણોએ ઈંગ્રેજી પ્રજા અને ઈંગ્રેજી પત્રોને પણ મોટી ચર્ચામાં છછેડી મેલ્યા, અને શું ઈંગ્રેજો કે શું દેશીઓ તે લખાણોને મોટાં વખાણ સાથ વાંચવા લાગ્યાં. એક દાખલો લઈયે તો આપણા કલમકશ મી૦ કાવસજી એદલજીનાં તે લખાણોથી "ટાઇમ્સ" વાળો ડાક્ટર બ્યુસ્ટ તો જાણે બીહી ધ્રુજી પડયો. અને એ લખાણના તે વખતના વખાણનારાઓમાં "મુંબઈ ગેઝેટ" વાળા મી૦ મેકલીનનું નામ અમે એક જાતની મગરૂરીથી જાહેર કરી શકીયે છીયે. મી૦ મેકલીન પોતાની જબરદસ્ત ઝાટકણીઓથી "દેશીઓનો દુશ્મન" કેહવાતો હતો, પણ તેવો એક કડક અને આકળો લખનાર મી૦ કાવસજી એદલજીની ઈંગ્રેજી કલમના ધુજારાઓથી ગમે એટલો ઉશ્કેરાયા છતાં આપણા એ કાબેલ કલમકશની ભાષા અને લેખણશક્તિને બાબજા વખાણ્યા વિના રહ્યો નહી હતો. પોતાની કલમના

સખ્ત મારાથી એક વખતે આ પત્રમાં પોતાનો દસ્ત બેસાડયા પછી, મી૦ કાવસજીએ તે વખતનાં કેળવણીખાતાંના વડા મી૦ ઇ. આઇ. હાવર્ડની સ્કૂલોને માટે નવી રચેલી પાથમાળાની કેવી ઝાટકણી ઉતારી હતી અને તેથી મી૦ હાવર્ડ, જે તે વખતના કડા ઇંગ્રેજોમાં એક બીજો સત્તાવાળો હતો, તેને પોતાને મી૦ કાવસજીના ધસારા અને ખુનરાઓથી કેટલીબની ચક-મકની ચમક થઇ આવીહતી, તે આ વખતે અમોને અગત્ય કરીને યાદ આવેછે, કે જે લડતત્યારપછી "ટાઇમ્સ" માં મરહુમ મી૦ રાબર્ટ નાઇટે ઉપાડી લઇને આગળ વધાર્યાથી મી૦હાવર્ડને હાઇકોર્ટનો આશ્રયવટીક લેવો પડયો હતો, અને તેથી એક મોટો અને લંબાણ લાઇબલ કેસ ઉભો થયો હતો તે અમારા જુના વાંચનારાઓને યાદ હશે.

ઉપલાં માલેક-મંડળ હેઠલ સન ૧૮૫૮ થી ૧૮૬૧ સુધીનાં ત્રણ વર્ષમાં ઉજલાં આબરૂદાર અને સ્વતંત્ર ધોરણ ઉપર ચાલુ રહ્યા પછી અને રાજદ્વારી, સંસારી તથા ધર્મ સંબંધી સુધારાઓની કેટલીક જબરી જહેર ઝુંબેશોમાં નામીચા સાહેબોને ત્રાહિ ત્રાહિ બોલાવ્યા પછી સન ૧૮૬૧માં માને પોતાની હેયાતી પછી દસ વર્ષમાં "રાસ્ત ગોફતાર" પોતાની જીંદગીમાં એકનવો ફેરફાર જોયોતે એકે મરહુમ મી૦ કરસણદાસ મુળજીનાં

## "સત્ય પ્રકાશ"

પત્ર સાથે તેને જોડી નાખવામાં આવ્યું. "રાસ્ત ગોફતાર" ની તવારીખમાં આ પણ એક અગત્યનો બનાવ નોંધાઇ રેહશે. કેમકે "સત્ય પ્રકાશ" એક અઠવાડિક પત્ર લેખે પ્રકાશિત પ્રતિષ્ઠા સાથે "રાસ્ત ગોફતાર" ને જોડાયું હતું. એ પત્રના નમુના ઉપર નકલ કરીને, જેમ પારસીઓને માટે "રાસ્ત ગોફતાર" તેમ હિંદુઓને માટે "સત્ય પ્રકાશ" એક અઠવાડિક પત્ર લેખે મી૦ કરસણદાસ મુળજીએ ખાસ બાહાર પાડયું હતું. "રાસ્ત" ના જન્મ પછી ચાર પાંચ વર્ષમાંજ "સત્ય પ્રકાશે" જન્મ લીધો હતો, અને એ પત્રે પણ પોતાનાં બચપણથીજ પોતાની કારકીર્દિ ઉપર એવો તો પણો તો પ્રકાશ પાડી આપ્યો કે સન ૧૮૬૦-૬૧ ના સુમાર ઉપર એ પત્રના કીર્તિવાન અધિપતિ મી૦ કરસણદાસ મુળજી "મહારાજ લાઇબલ કેસ" ના વખણાયલા મુકદમા મધે વૈશ્નવ હિંદુઓના મહારાજોનાં પાખંડો ઉઘાડાં પાડીને અમર કીર્તિ પામ્યા, અને સુપરીમ કોર્ટની બારીક તપાસમાં વાદી જદુનાથજી મહારાજને સખ્ત શિકસ્ત આપીને હિંદુ સુધારાનો ઝુંડો ફતેહમંદીથી ઉડાવતા બાહાર નિકળ્યા. એવાં એક કીર્તિવાન પત્ર સાથ "રાસ્ત ગોફતાર" ને જોડાવાની તક તેનું મુરબી માલેક-મંડળ ચુકયું નહી. તેઓએ મી૦ કરસણદાસની



"રાસ્ત ગોફતાર" ના પેહલવેહલા ઇંગ્રેજી લખનાર, શેઠ કાવસજી એદલજી ખંબાતા.



"રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ" ના અધિપતિ મરહુમ મી૦ કરસણદાસ મુળજી.

માગણી ખુશીથી હાથ કીધી, તથા એ રીતે સન ૧૮૬૧ થી પારસી “રાસ્ત ગોફતાર” નો હિંદુ “સત્ય પ્રકાશ” સાથ સમાગમ થયો, અને મી૦ કરસણદાસ મુળજી પોતેજ “રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ” ના અધિપતિ નેમાયા.

આગળા ભાગ ઉપર આપેલાં સન ૧૮૫૮ નાં અમારાં માલિક-મંડળનાં ચિત્રમાં આ શુરવીર સુધારક મી૦ કરસણદાસની એક છબી દાખલ થઇ ગઇછે, તે માલિક-મંડળ જે ૧૮૫૮ માં શરૂ થયું તે ૧૮૬૧ માં મી૦ કરસણદાસના પુરું ભાથી પરીપૂર્ણ થયું. હિંદુ સુધારાના એ દલેર પેહલવાનની બીજી વધારે મોટી એક તસ્વીર પાસેના સફા ઉપર ઉતારી લઇયે છીયે.


“રાસ્ત ગોફતાર” નો અધિપતિ મી૦ કેખુશરો નવરોજી કાબરાજી, સન ૧૮૬૪ માં ૨૧ વર્ષની ઉમરે.

“સત્ય પ્રકાશ” જોડી નાખવા પછી “રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ” ની કીમત સન ૧૮૬૧ થી વર્ષ દાહડે રૂ૩) ઉપરથી વધારીને રૂ૫) કરવામાં આવી. તેજ કીમત બીજાં સાડા ચાર વર્ષ સુધી યાને સન ૧૮૬૫ ના આગસ્ટ મહીના સુધી રહી. ત્યારપછી પત્રનાં કદમાં નવો વધારો સન ૧૮૬૮નાં સાલ માં કરવામાં આવ્યો, ત્યારે તેની કીમત વર્ષ દાહડે રૂ૬) ની ઠરાવી તે આજ સુધી જારી રહીછે. ઉપલાજ અંતરમાં આ પત્રના અધિપતિમાં વળી નવો અને છેલ્લો ફેરફાર એ થયો કે મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી ૧૮૬૧ માં મી૦ કરસણદાસ મુળજીના હાથ તળે સબ-એડીટર તરીકે જોડાયા પછી, ૧૮૬૨ માં એ હિંદુ સુધારકના ઇંગ્લંડના પ્રવાસ દરમ્યાન પત્રનું સુકાન એ લખનારે પોતાને સ્વાધીન લીધું. ૧૮૬૩માં મી૦ કરસણદાસ ઇંગ્લંડથી પાછા ફરયા પછી, તેવણે પત્રની લગામ પાછી પોતાને સ્વાધીન લીધી નહી, જેથી મી૦ કાબરાજીનું એ પત્રનાં અધિપતિપણા ઉપર ચાલુ રેહવું થયું, તે આજ સુધી ચાલુ રહ્યુંછે. સન ૧૮૬૩ માં એ લખનારની ૨૧ વર્ષની વયના એક છોકરવાદી જુવાન્યા લેખેની છબી હેઠલ ઉતારીયે છીયે.

અને એજ લખનારની બીજી આજના વખતની છબી પછવાડેના સફા ઉપર જુદી આપીયે છીયે, જેથી પોતાનાં આ એકજ પત્રનાં ચાલીસ વર્ષનાં લાંબાં અધિપતિપણાંમાં એ લખનારની મુખમુદ્રામાં કેટલો ફેરફાર થયોછે તે વાંચનાર એકજ વખતે સામટી નજરે જોઇ શકશે.

સન ૧૮૬૮ માં આ પત્રનાં કદમાં ૩ કાગળ યાને ૧૨ સફા ઉપરથી ૪ કાગળ યાને ૧૬ સફા સુધી તથા કીમતમાં વર્ષ દાહડે રૂ૫) ઉપરથી રૂ૬) સુધી વધારો કીધા પછી, સન ૧૮૬૯ ના સપટેમ્બર મહીનામાં આ પત્રની જીંદગીમાં

**માલેકોની નવી ફેરબદલી**

નો એક નવો મોટો ફેરફાર થયો. એટલેકે એટલા વખત સુધીમાં આ પત્રનો પુરા ઉધરભાવ થવાથી, તેનાં ગ્રાહકો પુરતાં વધવા પછી અને તેની આવકમાંથી ખર્ચ વળી રેહવા પછી પત્ર પોતાના પગપર ઉભું રેહવા જેટલું પગભર થવાથી ૧૮૫૮ નાં પેલાં જુનાં અને જાણીતાં માલેક-મંડળે એ પત્રની માલેકી છોડી દઇને “દફતર આશકારા” છાપાખાનાવાળા મેસર્સ બેહરામજી ફરદુનજીની કુાં૦, જેઓ એ પત્રના મેનેજર અને પ્રિન્ટરો

માત્ર હતા, તેઓને એ માલેકી અપુરદ કીધી, કે જે માલેકી હજી સુધી એજ કંપનીના હાથમાં રહીછે અને શેઠ મેહરવાનજી ફરદુનજી મર્જબાન એ પત્રના એકલા માલેક રહ્યાછે, જેઓની એક તસ્વીર અતરે ટાંકી બહાર પાડીએ છીએ. (જુવો સફો ૨૬ મો.)

આ પત્રને ઉભું કરવા તથા ચલાવવામાં તેના આગળા માલેક સાહેબોની સાર્વજનિક મકસદ અને પરમાર્થી હેતુનો માલેકોની આ ફેરબદલી ઉપરથી એક વધુ પુરાવો મળેછે. એટલેકે પોતાના નફા યા લાભને માટે "રાસ્ત ગોફતાર" પત્ર ઉભું કરવા અથવા ચલાવવાની કાંઇ તે સાહેબોની નેમ અથવા મતલબ નહી હતી, માટે જેવું એ પત્ર કમાણી કરતું થયું, તેવું તે પોતાના હાથમાં રાખવું તે સાહેબોને હરામ જેવું લાગ્યું, તેઓ તો આ પત્રની ખોટજ માત્ર ભરવા માટે તેનાં માલેક-મંડળમાં જોડાયા હતા, માટે તે હેતુ મુજબ જ્યાંસુધી પત્રમાં ખોટ હતી ત્યાં સુધી તે ખોટ તેઓએ ખુશીથી ખમ્યા કીધી, કે જે ખોટનો એકંદર સરવાળો રૂ૩૦,૦૦૦) એટકે ત્રીસ હજાર સુધી થયો હતો, પણ જ્યારે નફો થવાનો વખત આવ્યો, ત્યારે તે નફો પોતે લેવાને બદલે બીજાઓને આપવાનું પસંદ કરી તે સાહેબો જેવાં મોટાં દિલની દેશહિતકારી ઉદારતાથી આ પત્રની માલેકીમાં જોડાયા હતા, તેવાંજ મોટાં મનથી તેઓએ તે માલેકી છોડી પણ દીધી. આમ કેહવામાં



"રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ"નો અધિપતિ મીૹ કેખુશરો નવરોજજી કાબરાજી.
(આજના વખતની છબી.)

અમારી તરફની સહરાગાત કાંઇ નથી તે દેખાડવા માટે માલેકોની આ ફેરબદલી કરતી વખતે જુના માલેક સાહેબોએ ૧૯ મી સપટેમ્બર ૧૮૬૯ ની તારીખના અમારા પત્રમાં જે જાહેરખબર બાહાર પાડી હતી, તેજ અતરે ઉતારી લેવી બસ થશે.

### જાહેર ખબર.

સરવે કોઇને જાહેર કરવામાં આવેછે કે અમો "રાસ્ત ગોફતાર" પતરનું માલેકપણું તેહેના માલેકોએ આજ રોજથી, પોતાનો માલેકપણાનો સંબંધ છોડીને, મુંબઇ દફતર આશકારા છાપાખાનાનાં માલેકો મીશીઅરશ બેહરામજી ફરદુનજીની કંપનીને સવાધીન કીધુંછે, અને આ પતરના માલેકો આજથી મીશીઅરશ બેહરામજી ફરદુનજીની કંપની થાએઆછે.

"રાસ્ત ગોફતાર" પતર ઉભું કરવાને આજ આહાર વરસ થાએઆં, તે મુદતમાં એ પતરનાં ખરચની નીપજેલી મોહોટી રકમોની નુકશાની, એ પતર ચાલુ રાખવાની નેમથી, એ પતરનાં વખતેવખતના માલેકોએ પોતાની ગીરેથી આપીછે; પણ અતે એ પતરનો ફેલાવો પુરતો થાએઆથી, તથા વાંચનારી આલમની તરફથી તેહને બોહોલો આશરો મલીઆથી, એ પતર હવે પોતાની આમદાનીમાંથી પોતાનો ખરચ નીભાવવાને શકતીવાન થાઇઊછે, કે જે વીશે તેહનાં સઘળાં ઘરાકોનો આભાર આ લોગવાઇએ માનેઆમાં આવેછે.

"રાસ્ત ગોફતાર" નાં જુના માલેકો પોતાનું પતર નવા માલેકોને સવાધીન કરતી વેલાએ ઉમેદ રાખેછે, કે જે પરમા ઉપીઓગી તરીકાથી, તથા પોતાના ભાઇબંધ દેશીઓનું ભલું કરવાની નેમથી, આએ પતર આતીઆર સુધી ચાલીઊછે તેજ પરકે હવે પછી પણ તે ચાલુ રેહેશે.

મુંબઇ, તાૹ ૮ મી સપટેમબર ૧૮૬૯.

હવે આ પ્રકરણ પુરૂં કરતી વેળા અમારા ઉપલા જુદા જુદા લખનારાઓ ઉપરાંત "રાસ્ત ગોફતાર" ની આગળી જીંદગીના સંબંધમાં હજી બીજા કેટલાક જાણીતા ગૃહસ્થોનાં નામ જાહેર કરવાનાં રહેલાછે, કે જેઓ આ પત્રમાં પરચુરણ લખાણો કરવામાં નિયમિત પ્રકારની મદદ આપીને પરવારી ગયાછે. એ ગૃહસ્થો ઘણાખરા અઠવાડિક ખબરોના વર્તમાનસાર લખવાનાં કામમાં આ પત્રને ઉપયોગી હતા. અમારા ખાસ ખબર લખનાર દાખલ મરહુમ મી૦ પેસ્તનજી દાજીભાઈનું નામ ઉપર આવ્યુંછે. તે ઉપરાંત મરહુમ મી૦ સોહરાબજી મનચેરજી જાલ, મરહુમ મી૦ દાદાભાઈ રતનજી કુંડી, નોશારીની કાવસજી જાંહગીર મદરેસાવાળા મરહુમ મી૦ નસરવાનજી બહમનજી માસ્ટર, મી૦ જાંહગીર મેહેરાબજી મર્ઝબાન, ખાનબાહાદુર બહમનજી મેહેરાબજી પટેલ અને ખાનબાહાદુર દારાશાહ રતનજી ચીચગરનાં નામોને અમે વિશેષ યાદ કરવા માગીયે છીયે. મી૦ સોહરાબજી જાલ અગાઉ "જામે જમશેદ" ના અધિપતિ હતા. મી૦ નસરવાનજી બહમનજી માસ્ટરે આ પત્રના સબ-એડીટર દાખલ કેટલાંક વર્ષો સુધી લાગત લખાણો કીધાં તે આજ લગભગ પાંત્રીશ વર્ષ ઉપર ઘણાં વખાણામાં હતાં. એજ પ્રમાણે મી૦ જાંહગીર બેહરામજી મર્ઝબાન, જેઓએ "જામે જમશેદ" ના હાલના સહાશિક માલેક લેખે તથા એક લખનાર અને ગ્રંથકર્તા લેખે વાંચનારી આલમમાં નામ કાહાડયુંછે, તેવણે પણ જાહેર લખાણ પ્રકરણમાં પોતાની પેહલવેહલી કલમની કવાયદ આ "રાસ્ત ગોફતાર" પત્રમાં લીધી હતી, તે અમારી એક મગરૂરી છે. તેવણ સન ૧૮૭૨ ના સુમાર ઉપર આ પત્રના સબ-એડીટર હતા, અને અધિપતિની ગેરહાજરીમાં તેવણે વખતે વખત અધિપતિપણું પણ ચલાવ્યું હતું, જે પછી આસરે સન ૧૮૭૫ ના અરસામાં તેવણે "ટાઇમ્સ આફ ઇંડયા" માં નોકરી લીધા પછી આ પત્ર સાથનો પોતાનો સંબંધ છોડયો હતો. તેવણની આજના વખતની એક છબી પછવાડેના સફા ઉપર ઉતારી લેતાં અમોને ખુશી ઉપજેછે. ખાનબાહદુર દારાશાહ ચીચગરે પણ અમારા એક સબ-એડીટર તરીકે આજ ત્રીશથી વધુ વર્ષ થયાં જે મદદ ચાલુ કરી તે મદદ એક ગુજરાતી ભાષાના સરસ અને રંગીન લખક લેખે એવણ અનેક જરૂરની વખતે હજી સુધી આપતા રહ્યાછે. એઓની પણ આજના વખતની એક છબી ૨૮ માં સફા ઉપર પ્રકટ કરવાની અમોને મળેલી તકને માટે અમે એ ગૃહસ્થના ઉપકારી છીએ. ખાનબાહદુર બહમનજી પટેલ તો છેક ૧૮૭૫ નાં સાલથી યાને આજ ૦૧ સુદી થઇ અમારા પત્રમાં જુની પુરાણી બાબતોના જે વિષયો લખતા આવ્યાછે, તથા અગત્ય કરીને સન ૧૮૮૧ થી દરએક પારસી નોરોજને મુબારક ટાંકણે અમારાં પત્રને ગુદસ્ત સાલનું જે ગતાવલોકિ લખાણ વર્ષોવર્ષ પુરૂં પાડતા રહ્યાછે, તેથી પારસી પ્રકાશના એ પ્રકાશિત કર્તાની કીમતી સેવાની વધુ યાદ આપવાની કશી જરૂર રહી નથી. ફક્ત અમારા એ માનવંત અને મદદગાર મિત્રની એક તસ્વીરજ આ પુસ્તકના ૨૯ માં સફા મધે ટાંકી લેવા ઉપર અમે મગરૂરી પકડીયે છીયે.



"રાસ્ત ગોફતાર" ના હાલના માલેક શેઠ મેહેરવાનજી ફરદુનજી મર્ઝબાન.

આ હેવાલ આપતાં "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" ની છેક હાલની જીંદગી સુધી આપણ આવી પોંહચ્યા છીએ, કે જેની આબાદીએ અમારા બે ધુંધી અને ઉદ્યોગી મદદનીશ છાપનારાઓની અમે ખાસ પિછાણ કરાવવા માગીએ છીએ. એઓમાં એક તો ઇરાનની તવારીખના અથાક અભ્યાસી અને ગ્રંથકર્તા મી૦ પાહાલનજી બરજોરજી દેસાઇ છે, કે જેઓ સન ૧૮૭૪ નાં સાલથી યાને આજે છવીસ વર્ષ થયાં આ પત્ર સાથ સબ-એડીટર લેખે જોડાયલાછે. એ ગ્રુહસ્થે અધિપતિની ગેરહાજરીમાં ઘણીક વખતે અધિપતિનું કામ ચલાવ્યુંછે, તેવી દર વેળાનાં એમનાં રસિલાં છપાણોથી અમારા વાંચનારાઓ એવણને સારીપેઠે પિછાણેછે. અમારા બીજા મદદનીશ મી૦ ધનજીભાઇ જીવાજી ધોંડી છે, તેવણ સન ૧૮૮૬ થી અમારા પત્રના લેખક રસાલા સાથ સંબંધમાં આવ્યાછે. તેવણ અમારા નિયમિત ખબર છાપનાર તથા રિપોર્ટર હોવા સાથે સબ-એડીટરનું કામ પણ ચલાવેછે. ૩૦ માં સફા ઉપર અમારા માલિક અને છાપનારાઓના હાલના "સ્ટાફ" નું એગું ચિત્ર આપીએ છીએ, તેમાં એ બન્ને સાહેબો બિરાજેલા જોવામાં આવશે.



"રાસ્ત ગોફતાર" ના એક આગલા સબ-એડીટર મી૦ જાંહગીર બેહરામજી મર્જબાન.

છાપનારાઓ અને અધિપતિઓના ફેરફારો વિષે બોલતાં અમારા પત્રના આગળા છાપનારાઓનો એકજ "સટ" હવે જાહેર કરવાનો રહ્યોછે. તે અમારી ઇંગ્રેજી કાલમના જુદા જુદા છાપનારાઓ કોણ કોણ થઇ ગયા તે વિષે કેહવાનું છે. ઉપર કહ્યું તેમ અમારી ઇંગ્રેજી કટારો પેહલવેહલી સન ૧૮૫૮ માં ઉંઘાડવામાં આવી હતી અને તેના પેહલા છાપનાર શેઠ કાવસજી એદલજી ખંબાતા હતા. તે પેહલું ઇંગ્રેજી છપાણ ૧૮૫૮ થી ૧૮૬૫ યાને સાત વર્ષ સુધી ચાલુ રહ્યું હતું, પણ એ સઘળો વખત તે શેઠ કાવસજી એદલજીના હાથમાં રહી શક્યું નહી હતું. એટલા અરસામાં શેઠ કાવસજી-ની પછી "રાસ્ત" ની ઇંગ્રેજી કટારોના ઘણાક જુદા જુદા છાપનારાઓ થઇ ગયા હતા તેઓનાં નામ હેઠળ આપીએ છીએ—

મી૦ જાંહગીર બરજોરજી વાછા.
" પેસ્તનજી જાંહગીર તાલિયારખાં.
" નવરોજજી ફરદુનજી.
" હોરમજજી દાદાભાઇ.
રાવસાહેબ વિશ્વનાથ નારાયણ મંડલિક.
રાવબાહદુર દાદોબા પાંડુરંગ.
મી૦ ઝવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞિક.
" ગાંધીભાઇ જાંહગીર વાછાગાંધી.
" ફરામજી બાહમનજી.
" નારાયણ મહાદેવ પરમાનંદ.
" વિનાયકરાવ નારાયણ ભાગવત.

"રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ" ના ઇંગ્રેજી છાપનારાઓનાં આ નામોજ એ પત્રની પ્રતિષ્ઠાની જામીનગીરી જેવાં છે. વાંચનાર પિછાણશે તેમ એ સઘળા ગૃહસ્થો મુંબઇના કેળવણી પામેલા વર્ગોમાં તથા આગેવાન શેહરીઓ દાખલ માન અને આબરૂ પામી ગયાછે. આ પત્રના ગુજરાતી છાપનારાઓ તથા અધિપતિઓ કેવા ઉંચે દરજજેના શેહરીઓ થઇ ગયાછે, તે ઉપલા હેવાલ ઉપરથી સમજી શકાયછે, તેમજ વાંચનાર જોશે કે આ પત્રની ઇંગ્રેજી કટારોને નિભાવી રાખવામાં કાંઇ ઉતરતે દરજજેના છાપનારાઓની મદદ નહી હતી. જેમ મી૦ કાવસજી એદલજીએ ૧૮૫૭ ના બળવા પછીના ઉસ્કેરણીભરેલા વખતમાં આ પત્રની ઇંગ્રેજી કટારોમાં ભાગ આપ્યો હતો, તેમ મરહુમ મી૦ નવરોજજી ફરદુનજીનાં ઇંગ્રેજી છપાણો અમારા પત્રમાં બરાબર તે હિગામ ઉપર ચાલ્યાં હતાં, કે જ્યારે પારસી કોમે પોતાને માટે વારસા હિસ્સા અને લગ્ન તલાકના ખાસ ધારા પસાર કરાવવાની ઝેમતો માથે ઉઠાવી હતી. તે સઘળી કોશિશમાં મરહુમ મી૦ સો. શા. બંગાલીની સાથે તેવણના સદાના જોડિયા મરહુમ મી૦ નવરોજજી ફરદુનજીનો આગેવાન હાથ અને હિસ્સો હતો, અને તે સઘળી હીલચાલને લગતી ઝેમતોમાં પોતે મેળવેલા કીમતી અનુભવને મી૦ નવરોજજીએ આ પત્રની ઇંગ્રેજી કટારોમાં

અચ્છી રીતે ઉપયોગમાં લીધો હતો. મરહુમ મી૦ ગાંત્રીભાઇ વાછાગાંધી, જેઓ હાઇ કોર્ટના સોલિસિટરની પદવીએ પોહચ્યા હતા, અને જેવણે એક લખનાર તથા નાટકકાર ભેએ સારી નામના મેળવી હતી, તેવણનું ઇંગ્રેજી લખાણબળ મનમાનતું જોવાથી તેવણને આ પત્રના માલેકોએ પોતાના ઇંગ્રેજી લખનારાઓની મંડળમાં લીધા હતા. ત્યારબાદ મી૦ નારાયણ મહાદેવ પરમાનંદ જ્યારે અમારા પત્રમાં લખાણ કરતા હતા, ત્યારે "નેટિવ ઓપીન્યન" પત્રના પણ અધિપતિ હતા, અને મી૦ વિનાયકરાવ નારાયણ ભાગવત, જે ઉપરાઉપર ભાઇબંધના સબ-એડીટર હતા, તેવણે "રાસ્ત"ની ઇંગ્રેજી કટારોમાં કલમ કરવા પછી કચ્છનાં દેશી રાજ્યની નોકરી અખત્યાર કરી હતી જ્યાં તેવણ નાયબ દીવાનની પદવી સુધી ચઢ્યા હતા.

આવા ચુનંદા લખનારાઓનો લાભ મળ્યા છતાં, સન ૧૮૬૫ માં "રાસ્ત ગોફતાર"ને પોતાની ઇંગ્રેજી કાલમો બંધ કરવી પડી, તેનું ખરૂં કારણ સારા લખનારાઓની ખુટનું હતું, એ બોનાજાણી-ને વાંચનાર અચરત થશે. ૧૮૫૮ માં જ્યારે આ પત્રની ઇંગ્રેજી કટારો પેહલેવેહલી ઉઘાડવામાં આવી, ત્યારે દેશી કલમથી દેશી લાભમાં ઇંગ્રેજી લખાણો કેએ‌ની થતાં નહી હતાં, પણ "રાસ્ત ગોફતાર" ની ઇંગ્રેજી કટારોની ફતેહ થવા પછી બીજા પત્રકારોની તેમ કરવાને આંખ્યો ઉઘડી, અને "નેટિવ ઓપીન્યન" તથા "ઇંદુ પ્રકાશ" આદી દેશી પત્રો અડધાં ઇંગ્રેજી લખાણ સાથ બાહાર પડતાં. માટે "રાસ્ત ગોફતારે" શરૂ કરેલાં કામના બીજા બજાવનારાઓ નિકળ્યા પછી એ પત્રને એ કામ ઉપર વળગી રેહવાનું કાંઇ ખાસ કારણ રહ્યું નહી. એટલુંજ નહી પણ વળી ૧૮૬૫ સુધીમાં ઉભા થયલા શેરોના સટાનાં ઘેલાપણામાં કેળવાયલા દેશીઓ (લખનારાઓ અને અધિપતિઓ સુધાં) એટલા તો મસગુલ થઇ ગયા કે "રાસ્ત"ના માલેકોને પોતાને જોઇતા લાયક ઇંગ્રેજી લખનારાઓની તંગી માલમ પડી, તેની નવાઇ ગણાશે નહી. એટલામાટે ૧૮૬૫ માં પોતાની ઇંગ્રેજી કાલમો બંધ કીધા પછી "રાસ્ત ગોફતાર" છેક ૧૮૮૭ નાં સાલ સુધી એકલાં ગુજરાતી પત્ર દાખલજ ચાલુ રહ્યું. ૧૮૮૭ માં નામદાર રાણીની જ્યુબિલી પછી બીજાં જવર્ણથી આ પત્રની ઇંગ્રેજી કટારોને પાછી સજીવન કરવાની જરૂર માલમ પડી. એ લખાણ એક બીજા ચુનંદા ઇંગ્રેજી કલમકશ મી૦ નાનાભાઇ બેહરામજી મસાની, જેવણ તે વખત ઉપર "મુંબઇ ગેઝેટ" ના રિપોર્ટર ભેએ પંકાયલા હતા, તેવણના હાથ તળે પાછું ચાલુ કરવામાં આવ્યું.

"રાસ્ત ગોફતાર" ના એક લખનાર ખાનબાહાદુર દાદાશાહ રતનજી સાચપર.

આ વખતે અમારૂં ઇંગ્રેજી લખાણ સજીવન કરવાનું મુળ કારણ હિંદી કાન્ગ્રેસની રાજદ્વારી હીલચાલ ઉપરથી મળ્યું હતું. એ હીલચાલ કરનારાઓ હિંદુસ્તાનનાં બ્રિટિશ રાજ્યને જોખમમાં નાખનારી રૂઢી ઉપર ધસડાઇ જવાથી, તથા તેમાં પારસી કોમને સામાન્ય રીતે નુકશાન માલમ પડવાથી, તેની સામે વફાદાર પારસી પ્રજાના એક પ્રોટેસ્ટના રાજદ્વારી સબબોસર ૧૮૮૮ માં આ પત્રની ઇંગ્રેજી

કાલમોને મી૦ નાનાભાઇ મસાનીની સુંદર કલમ તજે નવો જન્મ મળ્યો. એજ અરસામાં આ પત્રના ઇંગ્રેજી લખનારાઓમાં એક બીજુ જાણવાજોગ નામ ઉમેરાયું હતું, તે પછવાડેના બનાવો ઉપરથી વાંચનારને વિશેષ નવાઇ પેદા કરશે. એ ગૃહસ્થ આપણા જાણીતા શેહરી તથા ઇંગ્રેજીના એક્કા અને વિદ્વાન લખનાર મી૦ દીનશાહ એદલજી વાચ્છા હતા. તેવણે ઉપલા અરસામાં "રાસ્ત ગોફતાર" ની આ ફરીથાની ઉઘાડેલી કટારોમાં ઉલટભેર લખવા માંડયું હતું, પણ કાન્ગ્રેસ સંબંધી અમારી સાથનાં મતફેરને લીધે તેવણે થોડાજ મહીનામાં તે લખાણો કરવાનું છોડી દઇ અમોને નાસિપાસ કીધા હતા. ત્યારબાદ સન ૧૮૮૯ માં મી૦ નાનાભાઇ મસાની મુંબઇની જનરલ સ્કૂલ્સ કમિટીના સેક્રેટરી નેમાયા પછી તેવણે અમારી અતિઅંત દિલગીરી વચે અમારાં પત્રનું ઇંગ્રેજી લખાણ છોડી દેવાથી થોડીક મુદતમાં અમારી ઇંગ્રેજી કટારોને પાછી બંધ કરવામાં આવી. પણ ત્યારપછી ૧૮૯૫માં અમારા એક ઉંચ પાએહ મિત્ર સર મંચેરજી મેહરવાનજી ભાવનગરી (ચિત્ર જુઓ સફે ૩૧) પાર્લામેંટના મેમ્બર નેમાયા ત્યારે "હિંદી કાન્ગ્રેસ" વાળા સાહેબો એ ગૃહસ્થ સામે તથા પોતાની વિરૂધ પક્ષના બીજા સાહેબો ઉપર શબ્દ ધુળજરો લઇ બેઠા, તે ધુળજરાં સામે તેઓનો ઘટિત બચાવ કરવાની ફરજ અમે અમારે માથે ઉઠાવી લીધી, અને તેથી કરીને ૧૮૯૭ નાં સાલથી અમારી ઇંગ્રેજી કટારો પાછી ચાલુ થઇ, તે "ટાઇમ્સ આફ ઇંડયા" ના જાણીતા રિપોર્ટર અને "અખબારે સોદાગર" ના હાલના ધુંથી માલિક મી૦ નાનાભાઇ રતનજી ચીચગરના સ્વાધીન તજે હજી સુધી ચાલુ રહીછે. એ ગૃહસ્થનું ચિત્ર અમે પાછળ આપીયે છીયે. (જુવો સફો ૩૨.)



"રાસ્ત ગોફતાર" ના એક લખનાર ખાનબહાદુર બહમનજી બેહરામજી પટેલ.

### પ્રકરણ ૯ જું.

## "રાસ્ત ગોફતારે" બજાવેલું કામ.

જે શુભ મતલબ અને હેતુથી "રાસ્ત ગોફતાર" પત્ર પેહલવેહલું સ્થાપેલું આ ટુક તવારીખમાં દેખાડયુંછે, તે મકસદ અને મુરાદ એ પત્રે પાર પાડીછે કે નહી અને પાર પાડી હોય તો કેમ અને કેટલી પાર પાડીછે, તે વિષેની અગત્યની તપાસ ઉપર હવે આપણ આવીયે છીયે, એ તપાસનાં કાંઇ પણ મનમાનતાં સેવટ ઉપર આવવા માટે "રાસ્ત ગોફતારે" શું અને કેટલું કામ બજાવ્યુંછે, તેનો એક શામટો સરવાળોજ લેવો બસ છે. સન ૧૮૫૧ માં આ પત્રના પેહલી સ્થાપના થઇ તે વર્ષમાં અને ત્યારપછી ગુજરેલી આખી સદીમાં આપણા આખા મુલકમાં મહાભારત ફેરફારો થયાછે, તથા આ નવી ૨૦ મી સદીની શરૂઆતમાં આપણો દેશ અને આપણા લોકો ગોયા એક તદન નવી જીંદગીના એવા નવા સનેમાં દાખલ થયાછે, કે જે "સુધરેલા સને" ની "સુધરેલી સ્થિતિ" નાં સાધારણ નામે ઓળખવામાં આવેછે. આ આખી સદીના અંતરમાં અલબતાં આપણા લોકોની રાજદ્વારી સ્થિતિમાં કાંઇ મોટી ઉથલપાથલ જેવું તો થયું નથી તોપણ આટલું તો ચોક્સ છે કે આપણી રાજદ્વારી સ્થિતિમાં કાંઇક સુધારો થયા વિના રહ્યો નથી. આપણો રાજદ્વારી સુધારો કાંઇ સઘળોજ આપણા હાથમાં નથી. રાજદ્વારી સુધારાને

“રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ”ના હાલના માલેક અને લખનારાઓ.



મી૦ કે. ન. કાબરાજી    મી૦ ધ. જી. ટાંકી.    શેઠ મે. ફ. મર્જબાન.    મી૦ પા. બ. દેસાઇ.

માટે તો આપણ આપણી રાજકર્તા સરકારના આધાર ઉપર છીયે, અને નામદાર સરકાર આપણી રાજદ્વારી સ્થિતિમાં જે કાંઇ સુધારો કરવામાં આપણને સહાય થાય તેટલોજ સુધારો આપણામાં થઇ શકે એમ છે. પણ આપણી સ્થિતિમાં જે કાંઇ રાજદ્વારી સુધારો થયોછે તેના કરતાં સંસારી સ્થિતિમાં, કેળવણી સંબંધી અને ધર્મ સંબંધી સુધારા અને ફેરફાર એટલા તો મોટા થયાછે કે એ સઘળા સુધારાને ખરેખર એક ઉથલપાથલનું નામ આપેલું જોઇએ નથી. એ રીતે આ "રાસ્ત ગોફતાર" પત્રની સ્થાપના પછીની અડધી સદીમાં આપણા લોકોની સંસાર સ્થિતિમાં તો ગોયા એક ઉથલપાથલજ થઇ ગઇછે.

**સંસારી ઉથલપાથલમાં "રાસ્ત ગોફતાર" નો ભાગ.**

હવે એ સઘળો સુધારો અને ફેરફાર આ "રાસ્ત ગોફતાર" પત્રથીજ થયોછે અને બીજા કોઇથી થયો નથી એમ કેહવાની અમે ફુલણજી કરીશું નહી. વખત જેમ વેહતો જાયછે, તેમ આખી દુન્યાંમાં, કુલે માણસજાતમાં, બલકે તમામ ખુદ્રતમાં પણ સુધારો અને ફેરફાર પોતાની મેળેજ ચાલુ રેહછે. માટે અગરજો આ "રાસ્ત ગોફતાર" પત્રે આજે પચાસ વર્ષ ઉપર જન્મ લીધો નહી હોત તો આજ સુધીમાં આપણી સ્થિતિમાં જે સુધારો વધારો અને ફેરફાર થયોછે, તે નહી થયો હોત એમ કેહવા જેટલી હદ સુધીની અભિમાનીની અમે હિમત કરીશું નહી. અમારૂં આધીન મત છે કે "રાસ્ત ગોફતારે" જન્મ લીધો હોત યા નહી હોત તોપણ સુધારાનો જે પ્રવાહ સદાનો ચાલુ છે, તે તો ચાલુજ રેહત, અને તે પ્રવાહને ઉત્તેજન દેવાને અગર "રાસ્ત ગોફતાર" નહી હોત, તો કોઇબી બીજું સાધન આ સુધારાનાં પૈડાને ગતી આપવાને "રાસ્ત ગોફતાર" ના બદલી દાખલ પેદા થયું હોત. સુધારાની શરતમાં સૃષ્ટિ ખાલી નથી. સઘળો સુધારો અને ફેરફાર આ અડધી સદીમાંજ અને તેબી "રાસ્ત ગોફતારે" જન્મ લીધાથીજ થયોછે અને તેની અગાઉની અડધી સદીમાં આપણા લોકોની જાનુ-સ્થિતિમાં કાંઈ પણ સુધારો થયો નહી હતો એમ કેહવાઇ શકાશે નહી. છેલ્લાં પચાસ વર્ષના ફેરફારો ગમે એટલા મહાભારત છે, તોપણ તેની અગાઉના પચાસ વર્ષના ફેરફારો સાથ સરખાવતાં તે વધારે મહાભારત થઇ પડેછે. આજે પચાસ વર્ષ ઉપર આપણી સંસાર સ્થિતિ જેવી માઠી હતી, તે કરતાં એકસો વર્ષની વાત ઉપર તે


સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી
નાઈટ, એમ. પી.

સ્થિતિની વધારે અવદશા હતી. હવે ત્યારે ૧૮૦૧ થી ૧૮૫૧ સુધી જે સુધારો વધારો થયો હતો, તે વખતે કાંઇ તે સુધારાની મગરૂરી લેવાને "રાસ્ત ગોફતાર" નહી હતું. તેજ મિશાલે ૧૮૫૧ થી ૧૯૦૧ સુધીમાં જે કાંઇ મહાભારત સુધારો વધારો અને ફેરફાર થયોછે તે "રાસ્ત ગોફતાર" થીજ થયોછે અને "રાસ્ત ગોફતાર" નહી હોત તો તે નહી થાત એવી અમારે કોઇ પણ મગરૂરી દેખાડવી માગ્યા છે.

**સંસારી ઉથલપાથલમાં સામાન્ય છાપાનો ભાગ.**

એજ પ્રમાણે વળી આ અડધી સદીના અંતરમાં સુધારાના જે ઉથલપાથલ થઇછે, તેમાં "રાસ્ત ગોફતાર" પત્રની સાથે બીજા છાપા વર્ગનું માન પણ ના પાડવું અયટિત છે. જેમ સુધારો ચાલતો ગયો, તેમ "રાસ્ત ગોફતાર" તેમાં જે કાંઇ ભાગ લેતું ગયું, તેમાં બીજા ભાઇબંધ છાપાનો ભાગ ના પાડવો બને એવું નથી. અગરજો તેઓએ સુધારામાં ભાગ લેવાને ના પાડયું હોય, અગર તેઓ સુધારાની લડતમાં સુધારાની સામા થયા હોય, તોપણ જે સુધારો થયોછે તે સુધારામાં તેઓનો ભાગ તો ઠરી ચુકેછે. એ અડધી સદીના અરસામાં આખું છાપા-મંડળ પોતાની સાક્ષાત હસ્તીથીજ સુધારાની શાખ સંપાદન કરી શકેછે. જે કાંઇ સુધારો વધારો થયોછે, તેનું એ આખું છાપા-મંડળ શાક્ષી છે, એજ આ સઘળા ફેરફારોમાં તેમનો ફાલો મુકરર કરવાને પુરતું છે.

એટલું છતાં પણ "રાસ્ત ગોફતાર" ની જીંદગીની આ અડધી સદીની મુદતમાં થયલા સુધારા અને ફેરફારોને માટે બીજા ભાઇબંધ છાપાને જે કાંઇ માન ઘટતું હોય તે છીનવી લેવાની કશી પણ ધારણા વગર, એ સુધારા વધારાનું અગર સઘળું નહી તો ઘણું માન આપણ એ પત્રને આપી શકીશું, તે, જે કાંઇ સુધારો વધારો થયોછે, તેની આજ સુધીની એ ઉપજ નિપજમાં "રાસ્ત ગોફતારે" ચલાવેલી આગેવાની અને સરદારીને માટે તેને આપવું ઘટેછે. અગર તેના બીજા ભાઇબંધો એ સઘળા સુધારાની સામે નહી થયા હોય, પણ માત્ર થંડાજ રહ્યા હોય, તો "રાસ્ત ગોફતારે" તે સંબંધી લીધેલા ગરમાગરમ ભાગને માટે તેને આપણ માન આપીશું. અગર બીજા ભાઇબંધોએ તે સુધારા વધારાને માત્ર બેઠા બેઠા જોયા કીધા હોય, તો "રાસ્ત ગોફતારે" તે સર્વ સુધારાની જાતી લડત ચલાવીછે. અને અગર બીજા ભાઇબંધોના છાપામાં તે સુધારા

વધારાની નોંધ મળી આવેછે, તો "રાસ્ત ગોફ્તાર" માં તે સર્વની તેજી હિમાયતો મળી આવેછે. એટલો તફાવત આ અડધી સદીના અંતરમાં થયલા સઘળા સુધારા વધારામાં "રાસ્ત ગોફ્તાર" ના અને તેના બીજા ભાઇબંધોના ભાગ વચે દેખાડેલો બસ છે, કે જે તફાવત સઘળો "રાસ્ત ગોફ્તાર" નીજ તરફેણ જાયછે, અને એક સુધારક છાપા દાખલની તેની આંટ અને આબરૂને જોખ આપેછે. હવે પેહલાં તો આ પચાસ વર્ષમાં

**દેશી છાપાની હાલતમાં મોટો ફેરફાર**

થયોછે તે ફેરફાર કરવાનું માન "રાસ્ત ગોફ્તાર" પોતે લઇ શકેછે. ૧૮૫૧ માં જયારે એ પત્રે જન્મ લીધો ત્યારના દેશી છાપાની પડતી દિશા વિષે આગળ જણાવ્યુંછે, જે ઉપર એ પત્રના પેહલવેહલાના અંકમાં કેટલીક અફસોસગીરી આપણે જોઈએછે. તે વખત ઉપર દેશી છાપો પરતંત્રપણામાં પડયો પડયો શીખતો હતો. વળી અંગત ટીકાઓ અને ખાનગી નિંદાઓથી છાપાનું ભરતીયું થતું હતું. જાહેર સવાલો ઉપર પ્રજા લાભની નજરે હિમતવાન લખાણ કરવા સરખું તેમાં થોડુંજ હતું. તે પડતી સ્થિતિમાંથી દેશી છાપાનો છુટકારો કરવાની નેમ "રાસ્ત ગોફ્તાર" ને જન્મ આપનારાઓએ રાખી હતી, અને તેઓએ બીજા ભાઇબંધોને દાખલો મળે એવો એક નમુનો "રાસ્ત ગોફ્તાર" થી ઉભો કીધો હતો. તેજ નિયમિત નમુના લેખેની પોતાની નેમ એ પત્રે સદા જાળવી રાખીછે. તેણે ભાઇબંધ છાપાવાળાઓની ખોડ-ખાપણો ઉંધાડી પાડવાને તથા તેમની ચાલ સુધારીને તેમને સારા રસ્તા ઉપર મેળવાને પોતાના પેહલા જન્મકાળથી આજ સુધી પોતાથી બનતી લડતો ચલાવીછે. આગળા વખતનાં "મુંબઇ ચાબુક" તથા "જામે જમશેદ" આદી છાપાનો જુલમી અને જોહાકી દોર "રાસ્ત ગોફ્તાર" ના આગળા અધિપતિઓએ કેવો તોડી નાખ્યો તે વિષે ઉપર કહ્યું, તેજ ધોરણ ઉપર અમલ કરીને બીજા ભાઇબંધોની આડાઇઓ સામે તેના હાલના અધિપતિએ થોડી જંગ મચાવી નથી અને તે દરમ્યાન થોડું ખમ્યું નથી. એ વિષેની આગળી અને હાલની લડતો વચે તફાવત માત્ર લડાઇનાં હથ્યારોમાં રહ્યોછે. આગળા વખતના "મુંબઇ ચાબુક" અને બીજાઓને તોડવા માટે કલમની લડતો બસ હતી. ઇંગ્રેજીમાં કેહવત છે કે "કલમ સમશેર કરતાં વધારે બળવાન છે." તરવારની ધારદાર કટારી કરતાં કલમની કટાર શત્રુને વધારે જખમી કરી શકેછે, માટે "રાસ્ત ગોફ્તાર" ના પ્રથમ જન્મકાળનાં પેહલાં વર્ષોમાં તેની લડત સઘળી તીખી કલમની તિક્ષણ ધારથી લડવામાં આવી હતી. પણ પાછલાં વર્ષોમાં આ લડતો લડવાને એક વધુ મદદ જે લેવામાં આવી તે



"રાસ્ત ગોફ્તાર" ના ઇંગ્રેજી લખનાર મી૦ નાનાભાઈ રતનજી ચીચગર.

**કલમની ધાર ઉપરાંત ધારાની મદદ**

હતી. "રાસ્ત ગોફ્તારે" પોતાના બીજા હરીફોને ધારા અને ઇનસાફની મદદથી આજેજ કીધાછે. તેની અગાઉ ભાઇબંધ પત્રકારો વચે ધારાની અદાલતનો આશ્રય લેવાનો ઉપાય ઝાઝો જણાયલો નહી હતો. તે એટલાસુધી કે

માજીસ્ટ્રેટો પોતે અધિપતિઓ વચેની એવી ફરિયાદીઓને ઉત્તેજન આપવાને ખુશી નહી હતા. તેનો આજ એક દાખલો છે કે સન ૧૮૭૧—૭૨ ના સુમાર ઉપર "પારસી પંચ" નામનાં એક રમુજી અને મશ્કરા પત્રના અધિપતિ મરહુમ મી૦ નસરવાનજી દોરાબજી આપઅખત્યારે "રાસ્ત ગોફતાર" ના અધિપતિ મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી તથા માલેકો ઉપર પોલીસ કોર્ટમાં પોતાની બદનક્ષીની ફરિયાદ માડી હતી, તે વેળા મરહુમ મી૦ જાન કાનન સરખા પંકાયલા અને પ્રસિદ્ધ માજીસ્ટ્રેટે બાઇબંધ અધિપતિઓ એકેકની સામા તકરારની ગરમીમાં લખે તેની ફરિયાદ ધારામાં ચાલવા દેવી નહી જોઇયે, એવું ઠરાવી તે ફરિયાદ સાંભળ્યા વગર એકદમ ઉરાડી મેળી હતી—તો જોકે તે ફરિયાદ નાની સુની કે નજીવી નહી હતી, કેમકે તેમાં વાદી અધિપતિ ઉપર કેટલાંક ગંભીર તોહમતો હતાં, કે જે તોહમતો પ્રતિવાદી મી૦ કે. ન. કાબરાજીએ પુરવાર કરવા માગ્યાં હતાં, તોપણ માજીસ્ટ્રેટે અધિપતિઓ વચેની ધારાની લડાલડી નાપસંદ કરી તે મુકદમો ઉરાડી મેળ્યો હતો. પણ તેવોજ કેજ તેજ વખતે મી૦ નસરવાનજી આપઅખત્યાર ઉપર મી૦ કે. ન. કાબરાજીએ માડેલી ફરિયાદીનો આવ્યો નહી હતો. "પારસી પંચ" માં પોતાની ઉપર આવી રહેલા ઘણાક હુમલાઓ સામે પોતાની આબરૂનો બચાવ કરવા મી૦ કાબરાજીએ તે ફરિયાદ માડી હતી, કે જેની પોલીસ માજીસ્ટ્રેટ મરહુમ મી૦ નાના મોરોજી આગળ લંબાણથી પંદર સોલ દિવસ સુધી સુનાવની ચાલ્યા પછી, તે મુકદમો તેવણે સેશન કોર્ટમાં કમિટ કીધો હતો, પણ હાઇ કોર્ટમાં તે મુકદમો નિકળવાને દાહડેજ પ્રતિવાદી "પારસી પંચ" ના અધિપતિએ લેખિત માફી માગીને ખર્ચના રૂ૨૦૦૦ ભરી આપ્યાથી તે મુકદમો વાદી મી૦ કાબરાજીએ ખેંચી લીધો હતો. આ મુકદમો અતિ મોટી ચર્ચાભરેલો થઇ પડયો હતો. તેમાં "રાસ્ત ગોફતાર" તરફથી મરહુમ સર મંગળદાસ નથુભાઇ નાઇટ, મરહુમ શેઠ સોહરાબજી જમશેદજી જીજીભાઇ, મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી, મરહુમ શેઠ લક્ષ્મીદાસ ખીમજી, મરહુમ શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાળા અને બીજા સુપ્રસિધ્ધ શેહરીઓ શાક્ષી દાખલ આવ્યા હતા, તથા આપણા નામીચા બારિસ્ટરો મેસર્સ ઇન્વરારિટી અને મી૦ ફીરોજશાહ મેહરવાનજી મેહતાએ તે મુકદમો "રાસ્ત ગોફતાર" તરફથી ચલાવ્યો હતો. તે મુકદમો ચલાવવાની "રાસ્ત ગોફતાર" ની ફતેહ ઉપરથી તેના અધિપતિની મદદને માટે એક ફંડ થયું હતું, કેમકે "પારસી પંચ" ની સામે તે મુકદમો લડવામાં "રાસ્ત ગોફતારે" એક જાહેર સેવા બજાવવાનું માથે લઇ તે કામ ફતેહમંદીથી પાર ઉતાર્યું હતું. જાહેર સેવા એટલામાટે કે "લાઇબલ" ના ધારા વિષે તે વખતનો લોક-વિચાર ઘણો ડગડગતો અને ધચુપચુ હતો. એક જાહેર છાપા સામે આબરૂની ફરિયાદી માડવાને લોકો ઘણી આનાકાની કરતા હતા, તેમાં અગત્ય કરીને "પંચ" સરખા એક મશ્કરા અને ચોલ્યા છાપાને લોકોનાં ગમે એવાં હાંસી મશ્કરીનાં ચિત્રો તથા લખાણો છાપવાની છુટ છે અને તેની સામે ધારાનો ઉપાય ચાલી શકે નહી એવો ઘણાક ભોલા લોકોમાં ભય પેસી ગયો હતો, માટે તેઓ "પારસી પંચ" થી ઘણીક ખાનગી પીડા ખમતા આવ્યા હતા. પણ ભોલાઓનાં મનનો એ ભય ખોટો પાડવાનું આ "રાસ્ત ગોફતાર" પત્રે માથે લીધું, અને તેમાં ફતેહ મેળવ્યાથી આ પત્રની તે એક એવી જાહેર સેવા ગણાઇ હતી કે કેટલાક ભલા શેહરીઓ ખુશીથી અમારી મદદે બાહાર પડયા હતા, અને તે મુકદમો લડવાનો ખર્ચ અમારા ખાનગી ખીશા ઉપર પડવા ન દેતાં તેઓએ તે સઘળો ખર્ચ ભરપાઇ થાય એવું એક નાનું ફંડ કીધું હતું.

"પારસી પંચ" ઉપર અમારા માડેલા મુકદમાની અસર એ પત્ર ઉપર તેની પાછલી જીંદગીમાં ઘણી સારી થઇ. તે પત્રમાં આબરૂદાર લોકોની ખાનગી ગીબત તે વખતથી તદન બંધ થઇ અને જાહેર પુરૂષો ઉપર જાહેર બાબતોના સંબંધમાંજ લખાણો કરીને શાબાશીને લાયક વર્તણુક વાપરવા છતાં, તે પત્ર "પારસી પંચ" દાખલ જીવતું રહ્યું નહી. આજે "પારસી પંચ" નું નામ નિકળી ગયું છે અને "હિંદી પંચ" ના બદલાયલાં નામથી તે વધારે સારી રીતે જારી રહ્યું છે, જેને માટે તેના પ્રગટાવનારાઓએ પોતાને "રાસ્ત ગોફતાર" ના આભારી સમજવા જોઇયે.

એ રીતે છાપાવાળાને છાપાછાપી કરવાનાં ગમે એટલાં છુટાપણાં વચે પોતાના હરીફ ઉપર ખાનગી હુમલો કરવાનો હક નથી અને પોતાનાં છુટાપણાંનો આડો ઉપયોગ કરવાનો જોખમ તેમને માથે છે, એવો ગુજરાતી છાપા વર્ગમાં પેહલવેહલો દાખલો બેસાડનાર આ "રાસ્ત ગોફતાર" હતું, અને વીજળી કલમની કટાર ઉપર ધારાની તિક્ષણ ધાર વાપરવાની હથીઆરબંદીનો પેહલો હુનર અમારા ભાઇબંધોએ અમારાથી મેળવ્યો હતો, કે જે દાખલાનો એ પછી તેઓ પણ ઉપયોગ કરતાં શિખ્યા હતા, અને અમારા આપેલા દાખલા ઉપર એકાદ બે વાર તેઓ અમારી પોતાનીજ સામે અમલ કરી શકયા હતા !

"પારસી પંચ" ઉપરાંત એકાદ બે નજીવા "લાઇબલ કેસ" માં આ પત્રને રોકાઇ રેહવું પડવા પછી, બાઇબંધ ગુજરાતી છાપા-વર્ગને સુધારીને સારા રાહપર મેળવાની પોતાની કોશેશ દરમ્યાન બીજો એક વધારે અગત્યનો મુકદમો જે, સન ૧૮૮૨ માં આ "રાસ્ત ગોફતાર" પત્રના અધિપતિને ઉઠાવી લેવો પડયો હતો, તે "સત્ય મિત્ર" નામના એક અઠવાડિક પત્રના અધિપતિ નામે મી૦ મનચેરજી કાવસજી લંગડાનાની સામેનો હતો. તે મુકદમા મધે પણ ઘણીક જાહેર ચર્ચા જન્મ પામી હતી, કેમકે મજકુર પ્રતિવાદી અધિપતિ, વાદી "રાસ્ત ગોફતાર" ના અધિપતિનાં એક

નિર્દોષ ફરજંદની પાક આબરૂની સખ્ત નિંદા કરવાનો ઉપરાજ બારિસ્ટર મી૦ ફીરોજશાહની બળવાન લડતોથી ગુનેહગાર ઠર્યો હતો, અને માજીસ્ટ્રેટ મરહુમ મી૦ રાયને તેને રૂ૧,૦૦૦ ના દંડની શિક્ષા કરી હતી. તે વખત ઉપર એક નિર્દોષ અબળાની આવી બદનક્ષી કરવાના વાંકને માટે આખું પ્રજામત તે પ્રતિવાદી સામે એટલું ઉશ્કેરાઇ આવ્યું હતું કે શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇ અને બીજા માનવંત શેહરીઓનાં શાક્ષી ઉપરથી આ પત્રના અધિપતિની તરફેણમાં મુકદમો મુકયા પછી શેહરના સઘળા ચુનંદા શેહરીઓએ એક ફંડ ઉભું કરીને તે ફંડમાંથી રૂ૫૬૩૧ ની એક "પર્સ" એક માનપત્રની સાથે "રાસ્ત ગોફતાર" ના અધિપતિ મી૦ કે. ન. કાબરાજીને ભેટ આપીને આ મુકદમા વાજબ તેને થયલા મોટા ખર્ચનો બદલો વાળી આપ્યો હતો. તે માનપત્ર અને "પર્સ" નાં ફંડમાં તે વખતની કાઉન્સિલના વડા મેમ્બર આનરેબલ મી૦ આશબરનર, મરહુમ સર જમશેદજી જીજીભાઇ, મરહુમ શેઠ બેહરામજી જીજીભાઇ સી. એસ. આઇ. તથા મુંબઇના અને દેશાવરોના બીજા સઘળા ચુનંદા ઇંગ્રેજ, પારસી, હિંદુ અને મુસલમાન શેહરીઓએ પોતાનાં નામો લખ્યાં હતાં. તેઓએ આ "પર્સ" ભેટ આપતી વખતે મી૦ કાબરાજીની કેવા શબ્દોમાં કદર બુજી હતી તે બતાવવાને મજકુર માનપત્ર હેઠળ ટાંકી લઇયે છીયે—

To

KAIKHUSHRO NOWROJEE KABRAJEE, ESQ.

DEAR SIR,

The prosecution which you carried on against Muncherjee Cowasjee Langrana, the proprietor and editor of a Guzratee weekly called the *Satya Mitra*, for *defaming your private character, and publishing foul* and scandalous charges against your family, has ended in the conviction and punishment of the accused person. We think it right that we should publicly express to you our warm approbation of the courage displayed by you in bringing to justice such a person. It is seldom that people venture to come out in public *to resent* the *indecent publication* of private and domestic scandals, from feelings of mistaken shame and the impunity enjoyed in consequence thereof encourage the fabrication and propagation of false and wicked slanders which invade the sanctity of private life without shame or compunction.

We are aware that this prosecution must have cost you an amount of pain, anxiety, trouble and expense which cannot be easily estimated. The conviction of the accused person must be your consolation for the anxiety and trouble. We think it right however to show our sympathy with you for the reasons above stated by raising a fund which may go some way towards lightening the burden of heavy cost which must have fallen on your shoulders in so lengthened a prosecution and with that view we have contributed the several sums put against our names in the list below, and we beg you to accept the sum thus collected *as a token of our recognition of the public* service done by you.

BOMBAY, 11TH JULY 1882.

Signed by 212 gentlemen.

આ પત્રનો ઉપકાર મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીએ નીચલા જવાબમાં વાળ્યો હતો—

GENTLEMEN,

I have the honour to acknowledge the receipt of your letter, asking me to accept the sum of Rs. 5,631 accompanying it, subscribed by you for the purpose of contributing towards the costs of the criminal prosecution which I recently conducted against the proprietor and editor of the *Satya Mitra*, and which ended in his conviction.

Deeply sensible, as I could not fail to be at all times, of the generous kindliness of feeling which must have dictated your offer, I was at first in some doubt, as to the propriety of receiving the pecuniary contribution which accompanied it. But the assurances I *have received, that the subscription is meant to indicate the substantial* character of your kind recognition of what you are pleased to call the public service incidentally rendered by me, remove all my doubts, and nothing remains for me to do, but to tender you my most grateful acknowledgments for the expression of your approbation of a step which, I confess, I took *with no inconsiderable reluctance, and under very trying circumstances.* It is no small consolation to me, that representative members of all classes of the community in Bombay and elsewhere have joined together in appreciating one of the stoutest motives which actuated me in undertaking this prosecution. I desired, on the one hand, to prove that there is no real *indelicacy in coming forward to expose false slanders,* and on the other, to furnish what has long seemed to me a much needed example to dealers in wicked and malicious scandal, that they must not always expect to ply their nefarious trade with impunity. In thanking you warmly for this your public and emphatic recognition of this motive and the stamp of approba*tion you have put on it, permit me to add that my* gratitude is greatly enhanced in consequence of the consolation it has carried to the members of my family, whose feelings I was compelled, in performance of what I considered a duty, to put to a trial, which though quietly borne, could not but tell heavily on

them. For the relief your sympathy has thus afforded, as well for the pecuniary help that accompanies it, I again offer you our united thanks.

I beg to remain,
Gentlemen,
Your obedient servant,
KAIKHOSRO N. KABRAJI.

"રાસ્ત ગોફ્તાર" ના અધિપતિને માન આપવાની તે હીલચાલમાં દેશી રાજ્યોના દીવાનો અને બીજા મોટા અમલદારો પણ શામેલ થયા હતા, એટલુંજ નહી પણ મુંબઇ અને દેશાવરોના શું ઇંગ્રેજી કે શું દેશી તમામ છાપાની દિલસોજી પોતાના આ બાહબંધ અધિપતિ પ્રત્યે એટલી તો ઉસ્કેરાઇ હતી કે મુંબઇથી કલકતા અને મદરાજ સુધી સઘળા છાપાએ તે મુકદમા ઉપર અને "રાસ્ત ગોફ્તાર" ના અધિપતિની તરફેણમાં લંબાણ લખાણો કીધાં હતાં. પણ છાપાવાળા બાહબંધોની તે સર્વ દિલસોજી વચ્ચે એક નોધી લેવાજોગ દાખલો તો બાહબંધ "કયસરે હિંદ" આપ્યો હતો, કે જેના અધિપતિ અને માલેકે પોતાના પત્ર મારફતે એક નાનું ઉઘરાણું જુદું ઉભું કરી તથા જુદું ફંડ ભરાવીને "રાસ્ત ગોફ્તાર" ના અધિપતિ ઉપર એક લાયક લેખ સાથે તે નાણું મોકલી આપ્યું હતું અને તેનો મીઠ કેખુશરો કાબરાજીએ લાયક ઉપકાર વાળ્યો હતો. આ મુકદમા મધે "રાસ્ત ગોફ્તાર" ની ફતેહ વધારે પરીપૂર્ણ ત્યારેજ થઇ, કે જ્યારે ઉપલા મુકદમા પછી પ્રતિવાદીનું પત્ર "સત્ય મિત્ર" જીવવા પામ્યું નહી, પણ પોતાની એ સિકસ્ત પછી થોડા વખ્તમાં મરણ પામ્યું.

બાહબંધ છાપાવર્ગમાં ધારાની મદદથી સારો દાખલો બેસાડવાની "રાસ્ત ગોફ્તાર" ની એવીજ એક વધુ કોશેશ સન ૧૮૮૯ માં અમદાવાદનાં "ન્યાય દર્શક" નામના પત્રની ફરિયાદ ઉપરથી અજવાળામાં આવી હતી. તે અમદાવાદી બાહબંધે પોતાની બદનક્ષી કરવાનું તોહતાન મુકીને "રાસ્ત ગોફ્તાર" ના અધિપતિને અમદાવાદ ઘસડી મંગાવ્યો હતો, કે જ્યાં પ્રતિવાદી મીઠ કે. ન. કાબરાજીએ અમદાવાદના સિટિ માજીસ્ટ્રેટની કોર્ટમાં તે અમદાવાદી બાહબંધની સઘળી આડાઇઓને એવી તો ઉઘાડી પાડી કે નામદાર માજીસ્ટ્રેટ મીઠ ફીરોજ હોશંગ દસ્તુરે તેની ફરિયાદી તદન ઉરાડી મેલીને પ્રતિવાદીને માનસહિત છોડી મેલ્યો અને "ન્યાય દર્શક" સરખાં જે હલકાં ચોપડાંઓ ગુજરાતી છાપાવર્ગને એબ લગાડેછે, તેઓને ધિક્કારી કાહડીને તેમના ઉપર સખ્ત મુજાહેમત બતાવી. આ મુકદમા મધે પણ "રાસ્ત ગોફ્તાર" ની લડત લડનાર બારિસ્ટર મીઠ ફીરોજશાહ હતા, જેવણે હલકા દેશી છાપાને ઉઘાડો પાડવાની "રાસ્ત ગોફ્તાર" ની ઝેમતોમાં ઘણી મજબુતીથી અને હિમતથી ભાગ આપ્યો હતો.

બાહબંધ છાપાની હાલત સુધારીને શુભ રાહે તેની રાહનુમાઇ કરવાની જે કોશેશ "રાસ્ત ગોફ્તાર" ના પેહલા જન્મ કાળથી તેના માનવંત સ્થાપકોએ માંથે ઉઠાવી હતી તે કોશેશ એ પત્રે છેક પાછલા કાળ સુધી જારી રાખવાનો અને તેને માટે ધારાની મદદ લેવાની જરૂર હોય તો ધારાનાં મોઘાં હથીઆર વડે લડવાનો સર્વથી છેલ્લો દાખલો "રાસ્ત ગોફ્તારે" છેક સન ૧૮૯૯ નાં સાલમાં આપ્યો હતો, કે જ્યારે "ચેમ્પીયન કેસ" નામનો મુકદમો "રાસ્ત ગોફ્તાર" ના અધિપતિ મીઠ કેખુશરો નવરોજજી કાબરાજીએ સેવટ સુધી લડવાનો કબ્જ કીધો હતો.

આ મુકદમા મધે ધારાની બારીકીના સવાલ ઉપરથી "રાસ્ત ગોફ્તાર" ની હાર થઇ હતી, પણ તે હાર માત્ર નામની હતી, અને ખરેખરી તો તેની જીત થઇ હતી. મુકદમાનો મુખ્ય સવાલ "ચેમ્પીયન" પત્રનાં લખાણો રાજ્ય વિરૂધ છે કે નહી તે હતો, અને એ સવાલ લડવાને તથા લડીને જીતવાને માટેજ "રાસ્ત" ના અધિપતિએ મુકદમો ચલાવ્યો હતો. પોતાના બાહબંધ છાપાવર્ગને સારો ધડો આપવો તથા સુધારાના શુભ રાહ ઉપર મેળવો એવો જે હેતુ "રાસ્ત ગોફ્તારે" અને તેના પ્રસ્તાવનારાઓએ એ પત્રના પેહલા જન્મથી ધરાવેલો હતો, તેજ હેતુ હાઇ કોર્ટની આ સખ્ત લડતનાં ઠેકાણુમાં પણ સમાયલો હતો, અને તેજ હેતુ "ચેમ્પીયન" પત્રનાં લખાણોને વાંધાભરેલાં ઠરાવવામાં પોતાની ફતેહમંદીથી આ પત્રે પાર પાડી આપ્યો હતો. મુદાનો સવાલ, જેમાં હાઇ કોર્ટમાં ફિયુરને લગતા એક આગળા મુકદમાની તપાસની બાબત મુખ્ય હતી, તે મુદો મજકુર તપાસના હેવાલમાં પોતાની ચોકસ ભૂલને લીધે "રાસ્ત ગોફ્તાર" ને ખોહવો પડયો એ ખરૂં છે, અને તે ભૂલને માટે નામદાર જડજે તેના ઉપર સખ્ત ટીકા કરી ઠપકો આપ્યો તથા બેહુ ખોરડુનો ખર્ચ તેને માથે નાખ્યો એવી ખરૂં છે, પણ વાદી "ચેમ્પીયન" રાજ્ય વિરૂધ તથા રાજકર્તાઓ વિરૂધ વાંધા-ભરેલાં લખાણો કરતો હતો એ બાબતનો પુરાવો આપવાનું જે "રાસ્ત" ના અધિપતિએ માંથે લીધું હતું, તે મુદો તેણે મીઠ ઇન્વરારિટી બારિસ્ટરની બળવાન મદદથી પુરેપુરો પુરવાર કરી આપ્યો, અને જડજ મીઠ જસ્ટીસ બદરૂદીન તૈયબજી, "ચેમ્પીયન" વાળાની કાન્ગ્રેસ પક્ષના હોવા છતાં, તે નામદારે એ પત્રનાં "રાસ્ત ગોફ્તાર" તરફથી વાંધો ઉઠાવેલાં સઘળાં લખાણો રાજ્ય વિરૂધ, અતિ ઘણાં સખ્ત અને હડખાયલાં લેખે કબુલ રાખ્યાં. એ વિષે નામદાર જડજના પોતાના શબ્દોજ અતરે ટાંકી લેવા બસ છે. તે નામદાર બોલ્યા કે—

"I may at once say that I do not approve of the tone of these articles, and I look upon many of these articles as excessively violent, unnecessarily strong, exaggerated and rabid, and I shall not be surprised if some of them have actually come

within the purview of that section of the Penal Code. *Many of these articles are articles which* are general attacks upon Government, not dealing with any specific points, not dealing with any specific measures, but as I have said they are general attacks upon Government, and whatever Mr. Chambers' personal intention may be, they are articles which are liable to produce in the minds of his readers, more especially in the minds of his ignorant readers, those feelings of enmity, hatred and bitterness towards Government which it is the object of section 124 A of the Penal Code to prevent. "...............

" As I said before I am not now trying Mr. Chambers on a charge of sedition ; but when the matter has come before me I cannot help saying again that in my opinion many of these expressions in these articles go beyond what is allowed by Law as it now stands in British India."

એ રીતે પેલી એક આગળી તપાસ ઉપરથી ઉઠેલા મુખ મુદ્દાના સવાલ ઉપર પોતાની હાર થવા છતાં, "ચેમ્પીયન" પત્રને રાજ્ય વિરૂધ અતિ સખ્ત લખાણ કરનારૂં ઠરાવવાની પોતાની હિમતવાન લડતમાં "રાસ્ત ગોફતારે" જબરદસ્ત જીત મેળવી, પણ તેની એ ફતેહ વધારે પ્રકાશિત એમ થઇ કે જ્યારે "ચેમ્પીયન" વાળાનાં સંખ્યાબંધ રાજદ્વારી લખાણો વાંધાભરેલાં ઠરાવવા માટે "રાસ્ત" તરફથી રજુ કરવામાં આવ્યાં, ત્યારે "રાસ્ત ગોફતાર" નાં પોતાનાં કેટલાંક લખાણો, જે "ચેમ્પીયન" તરફથી તેજ વર્ગમાં ઠરાવવા માંગ્યાં હતાં, તે મી૦ જસ્ટીસ બદરૂદીન તૈયબજીએ તેવાં ઠરાવવાને ના પાડી, અને તે ગમે એટલાં સખ્ત હોવા છતાં તે નામદારે ચુકાદો આપ્યો કે એક અપક્ષપાત જાહેર લખનાર જાહેર સવાલો ઉપર જાહેર સામોસર વાજબી શબ્દાઇથી જેવું લખાણ કરવાનો હક ધરાવેછે, તેવાં તે લખાણો હતાં; અને તેમાં તે કરતાં વધારે અથવા રાજ્યની વિરૂધ જાય એવું કાંઇ નહી હતું. "રાસ્ત ગોફતાર" ની એ કીર્તિવાન ફતેહ પણ આનરેબલ મી૦ જસ્ટીસ બદરૂદીનના પોતાનાજ બોલોમાં અતરે ટાંકી બતાવીશું—

"I have now dealt with all these articles in *the Rast Goftar*, to which my attention has been invited. I may at once say that the articles in the *Rast Goftar*, although there might be some here and there which you may think are violent; still, taken as a whole, generally they are of a much milder character than the articles in the *Champion.*"

એ રીતે એક બાહબંધ છાપાવાળાની આડી ચાલ ઉઘાડી પાડીને સાબેત કરી આપવાની "રાસ્ત ગોફતાર" ની ઝેમતો આ મુકદમાથી પણ પાર પડી. એ મુકદમો સમજુતીથી માંડી વળાવીને કોર્ટની બાહાર તેનું ઘેરમેળે સેટલ લાવવાને અનેક તરફથી હીલચાલો થઇ હતી; અને અગરજો "રાસ્ત" નો અધિપતિ એક સાદી દિલગીરી લખી આપે તો આ મોટો મુકદમો ચલાવવામાં નહી આવે એમ હતું. પણ "રાસ્ત" ના અધિપતિએ તેમ માફી આપ્યાથી તો "ચેમ્પીયન" વાળો પોતાનો મુકદમો પાછો ખેંચી લેત, અને તેમ કરવાથી એ પત્રનાં લખાણો પુરવાર કરવાની તક પોતાના હાથમાંથી જતી રેહત—તે તક પોતાને ઓલવી નહી પડે એટલામાટે "રાસ્ત" ના અધિપતિએ કશીબી માફી ન માગતાં એ મુકદમો સેવટ સુધી લડવા માગ્યો અને તેનું પરિણામ "ચેમ્પીયન" પત્રનું વાંધાભરેલું લખાણ પુરવાર કરવામાં આવ્યું. આ મોટા મુકદમા પછી "ચેમ્પીયન" પત્ર પોતેજ ભાગી પડતી હાલતમાં આવ્યું અને એક બીજા દેશી-ઇંગ્રેજી છાપા સાથ જોડાઇને તે ચાલવા લાગ્યુંછે એજ બીના "રાસ્ત ગોફતાર" ની આ ફતેહના ઝુંડા સમાન ઉભી રહીછે.

## ગુજરાતી લખાણમાં સુધારો.

જેમ બાહબંધ છાપાની હાલતમાં કલમનાં તેમજ ધારાનાં બળથી સુધારો કરવાનું માન "રાસ્ત ગોફતાર" ને ઘટેછે, તેમજ પોતાની આ અડધી સદીની જીંદગી વચે પોતાના દાખલાથી બાહબંધ છાપાની ભાષામાં સુધારો અને ફેરફાર કરવાનું મુખ્ય માન પણ "રાસ્ત ગોફતારેજ" મેળવ્યુંછે. આ પત્રના પેહલા જન્મ વખતની તેની જુબાન કેવી બચ્ચાંના સરખી હતી તે આપણે આગળ જોયુંછે. જેવી "રાસ્ત ગોફતાર" ની તે વખતની ભાષા હતી, તેવુંજ તેના બીજા બાહબંધ છાપાનું પણ ગુજરાતી લખાણ હતું. સઘળો છાપો પારસી લખનારાઓને હાથ હતો, હિંદુ ભાઇઓએ આજનાં જેટલું જાહેર લખાણમાં ઝંપલાવ્યું નહી હતું, પણ પારસી લખનારાઓની ભાષા "પારસી ગુજરાતી" હોવાને લીધે અને "પારસી ગુજરાતી" અશુદ્ધ ભાષા હોવાને લીધે તે વખતનાં સઘળાં ગુજરાતી વર્તમાનપત્રો અતિઘણી અશુદ્ધ ભાષામાં લખાતાં હતાં. તેમની જોડણી અને લીપી, શબ્દ રચના અને વાક્ય રચનામાં કશો ઢંગ ધડો નહી હતો. હ્રસ્વ અને દીર્ઘ અક્ષરો તો તે વખતના ચુનંદા લખનારાઓ ખુબે વાપરતાંજ શિખ્યા નહી હતા, અને જોડાક્ષરો નિશાળે શિખવા છતાં વાપરવાનો તેમને માહવરોજ નહી હતો. એટલુંજ નહી પણ "એ" ને બદલે "ઍ" અને "થ" ને બદલે "ધ્ય" એવાં એવાં બોબડાં તોતડાં લખાણની અશુદ્ધતા જેટલી પચાસ વર્ષ ઉપરનાં પારસી પત્રોમાં તેટલીજ "રાસ્ત ગોફતાર" માં પણ એક દાયકા સુધી ચાલુ રહી હતી. આ પુસ્તકના ૧૦ માં સફા ઉપર અસલી "રાસ્ત ગોફતાર" ના પેહલા સફાની એક નકલ ઉતારી

લીધીછે, તે ઉપરથી ભાષાની એ સઘળી ખામી ખુલ્લી વાંચનારના જોવામાં આવશે. "અક્ષર" શબ્દ "અખ્ખ-ર", "જ્ઞાન" શબ્દ "ગનેઆન" અને "પ્રચા-રક" શબ્દ "પરચારક" કરીને લખ્યાછે. "એ" ને બદલે "ય" અને એવાજ બીજા જુના ને કફોડા અક્ષરો તો એ સફા ઉપર જાબજા જોવામાં આવેછે. વળી "હૃસ્વ અને દીર્ઘ" સ્વરોનો તફાવત તો આ લખા-ણમાં કોયેબી જણાતો નથી, એટલુંજ નહી પણ "લ" અને "ળ" તથા "શ" અને "સ" સરખા દંતી કે ટાળુ અક્ષરો પણ તેમની બરાબર જગ્યાએ વાપરતાં આવ-ડતા નહી હતા, એવું જુનાં લખાણના એ નમુના ઉપરથી ખુલ્લું જણાયછે. એ ઉપરાંત આ નમુનો આપણને દેખાડેછે કે આપણા દાદાભાઇ નવરોજજીઓ તથા આપણા બેહરામજી મલબારીઓ અને આપણા જાંહગીર વાચ્છાઓ "ક્ષ" અને "ત્ર" અક્ષરોનો ઉપયોગ શિખ્યા નહી હતા. તે વખત ઉપરની બીજી એક અતિ સાધારણ અશુધ્ધતા "ય" અક્ષરની ગેરહાજરીમાં જણાયછે, કે જ્યાં "ગયા" ને બદલે "ગીઆ" અથવા "ગએઆ", તથા "આવ્યા" ને બદલે "આવીઆ" અથવા "આવેઆ" એ ઢબનું લખાણ તે વખતના સાધારણ વપરાસમાં હતું. બીજું "છે" ક્રિયાપદની જગ્યાએ "ચ" નો વપરાસ જે પારસીઓમાં મોહડે બોલતાં હજી ચાલુ છે, પણ જે પારસી લખાણોમાંથી આજસુધીમાં લગભગ નિકળી ગયોછે, તે ઢબનું લખાણ પણ જુનાં "રાસ્ત ગોફતાર"ના એ નમુનામાં જ્યાબંધ જોવામાં આવેછે.

સન ૧૮૫૮ માં મરહુમ મી૦ સોહરાબજી શાપુરજી બંગાલીએ આ પત્રનું અધિપતિપણું લીધા પછી ગુજરાતી લખાણની જોડણી અને ઢબ ઉપર કાંઇ પણ ધ્યાન આપવાની એંધાણીઓ તે વખત પછીથી મળવા લાગી. "આવેચ," "જાએચ" ને બદલે "આવેછે," "જાએછે" અને એવીજ બીજી શુદ્ધ જોડણી એ મરહુમ અધિપતિના વખતથી "રાસ્ત ગોફતાર" માં નિયમિત દાખલ થવા પામી. આમ થવાનું એક ખાસ કારણ એ અરસા ઉપર "સત્ય પ્રકાશ"ના જન્મથી મળ્યું હતું. "સત્ય પ્રકાશ" મરહુમ મી૦ કરસણદાસ મુળજી સરખા એક હિંદુ લેખ-કની કુશળ કલમથી ચાલતો એક હિંદુ છાપો હોવાથી તેવણે શુદ્ધ લખાણ કરવાને એવો શુભ દાખલો ચાલુ કીધો કે જેથી પારસી લેખકોને જાણેકે પોતાની અશુદ્ધ ભાષા વિષે શરમ લાગી હોય, તેમ તેઓએ પણ શુદ્ધ ભાષાની નકલ કરવા માંડી. મી૦ કરસણદાસ મુળજીનાં ગુજરાતી લખાણ વિષે આ તો સાધારણ જણાયલું હતું કે તેવણ એક શુદ્ધ હિંદુ લેખક હોવા છતાં અને એક ગુજરાતીના કોશકર્તા હોવા છતાં, તેવણે પોતાનું લખાણ "પારસી ગુજરાતી" ને ઘણું મળતું ખાસ કરીને રાખેલું હતું, કાંકે તેવણના વાંચનારાઓ અને મદદગારો મુખ્ય કરીને પારસીઓ હતા, અને તેથી કરીને પારસીઓ સમજી શકે તથા પારસીઓને પસંદ પડે એવી સરલ ભાષા લખવાને તેવણ ખાસ કોશિશ કરતા હતા. તોપણ મી૦ કરસણદાસે પોતાનાં લખાણો પારસીઓને ગમે એટલાં પસંદ પડતાં રાખ્યા છતાં, પારસીઓની અશુદ્ધ "પારસી ગુજરાતી" નાં કરતાં તેવણનાં લખાણોનું ચઢિયાતાપણું તો ચોકસ હતું. માટે ૧૮૫૮ થી "રાસ્ત ગોફતાર"ના મરહુમ માનવંત અધિ-પતિએ પોતાના પત્રની ભાષા ઉપર ધ્યાન આપવા માંડયું તે ગુજરાતી છાપા સાથના મી૦ કરસણદાસના શુભ સમા-ગમનું પ્રતાપી પરિણામ ગણવું ખોટું નથી.

પણ આ વાત જાણવાજોગ છે કે "ચ" ને બદલે "છે" ક્રિયાપદ તથા ટાળુ અને દંતી અક્ષરોના વપરાસને માટે પોતાની ગમે એટલી ચોકાશી છતાં મી૦ કરસણદાસ મુળજી "પારસી ગુજરાતી" ની અશુધ્ધતાને છેડવાને એટ-લા તો આચકી રહ્યા હતા કે "ય" અક્ષરનો વપરાસ તેવણના વખતમાં વટીક આ પત્રમાં દાખલ થઇ શકયો નહી હતો. ૧૮૬૨ માં તેવણે મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીને પોતાના હાથ તળે લીધા પછી એ અધિપતિને પોતાની ભાષા સુધારવાને મી૦ કરસણદાસના ગુરૂત્વ તળે ગમે એટલી તાલીમ મળવા છતાં વાંચનાર વિસ્મય પામશે કે "ય" જેવા એક અક્ષરનો વપરાસ વટીક પોતાના પત્રમાં ચાલુ કરવાને મી૦ કાબરાજીને કેટલાંક વર્ષની વાર લાગી હતી. એ અધિપતિએ આશરે ૧૮૬૩—૬૪ થી પોતાનાં લખાણોમાં "ય" અક્ષર દાખલ કરી "ગએઆ" અથવા "ગીઆ" ને બદલે "ગયા" તેમજ "ગીઉં" અથવા "ગઉં" ને બદલે "ગયું" લખવા માંડયું. પણ તેટલો ફેરફારબી પારસી વાંચનારાઓમાં કાંઇક ગર્મોબરી નવાઇ નિપજાવ્યા વગર દાખલ થવા પામ્યો નહી હતો. ઘણા પારસી વાંચનારાઓ "ય" ને બદલે "ચ" વાંચવા લાગ્યા અને "ગયું"ને બદલે "ગચું", "યમદેવ" ને "ચમદેવ" તથા "યજદાન" ને "ચજદાન" વાંચવાની ફરિયાદ કરતા હતા. પારસી વાંચ-નારાઓની એટલી થોડીક અગવડ છતાં "રાસ્ત" ના હાલના અધિપતિએ "ય" અક્ષર એકવાર દાખલ કરેલો પાછો ખેંચી લેવાને ના પાડી, જેથી પરિણામ એ આવ્યું કે પોતાને આસરમ પડવાથી પારસીઓને આ નજીવા ફેર-ફારની જલદી ટેવ પડી ગઇ, અને એ ફેરફારની સઘળી નવાઇ નિકળી ગઇ. ત્યારે વળી મી૦ કાબરાજીએ "રાસ્ત" માં થોડા થોડા સાદા ને સેહલ જોડાક્ષરો દાખલ કરવા માંડયા. સર્વેથી પેહલાં તો પ્ર, ત્ર, શ્ર, વ્ર, એવા જોડલા "ર" અક્ષરોનો વપરાસ વધાર્યો, પણ તેબી પોતાના ઉસ્તાદ મી૦ કરસણદાસ મુળજીની સલાહ પુછ્યા વગર કીધું નહી. તેવણે એ સેહલ અને સુત્રા જોડાક્ષરો વાપરવાની મજબૂત ભલામણ કીધા પછીજ આસરે ૧૮૬૪—૬૫ના સુમાર ઉપર "પરજા" ને બદલે "પ્રજા",

"વરજ" ને બદલે "વ્રજ," તથા "અસ્તરી" ને બદલે "સ્ત્રી" એવા સેહલ જોડાક્ષરો વાપરવા માંડયા. એ પછી થોડાં વર્ષમાં "રાસ્ત" ની કટારોમાં સઘળા જરૂરજોગ જોડાક્ષરો દાખલ કરી સહિ જોડણીવાળું તમામ શુદ્ધ લખાણ શરૂ કરવાને તેના અધિપતિએ વાર લગાડી નહી. તેમ કરવામાં એ લખનારને ખીજી નહી ધારેલી તાલીમ તેના મિત્રો તથા શુદ્ધ ગુજરાતી લખાણના માન પામેલા અગ્રેસરો રા. રા. રણછોડભાઇ ઉદયરામ અને રા. રા. મનસુખરામ સૂર્યરામથી મળી આવી. મી૦ કાબરાજીની ઉભી કરેલી "નાટક ઉત્તેજક મંડળી" ને માટે હિંદુ વિષયો ઉપર શુદ્ધ ગુજરાતી નાટકો લખતાં અને લખાવતાં પોતાના મિત્ર મરહુમ કવિ નર્મદાશંકર લાલશંકરની તેમજ ઉપલા બંને વિદ્વાન મિત્રોની મદદથી શુદ્ધ ગુજરાતી ભાષા ઉપરનો મી૦ કાબરાજીનો કાબુ ઘણો મજબૂત થઇ ગયો, અને તેનું પરિણામ એ આવ્યું કે શુદ્ધ ભાષામાં "રાસ્ત ગોફતાર" પેહલવેહલુંજ પારસી પત્ર થઇ ગયું. એના દાખલા પછી સઘળાં પારસી પત્રોએ પોતાની ગુજરાતી ભાષામાં શુદ્ધતા સાચવનારો સુધારો કરવા માંડયોછે. પણ કેટલાક જુના અને જાણીતા બાઇબંધો હજી સુધી હ્રસ્વ દીર્ઘનો તથા જોડાક્ષરોનો લાભ લેવાને કેટલા પછાત છે તે જાણીતી વાત છે.

ભાષા સંબંધી બીજો એક લાભ જે "રાસ્ત ગોફતાર" ના દાખલા ઉપરથી પારસી છાપાવર્ગે મેળવ્યોછે, તે "રાસ્ત ગોફતાર" ના બનાવી કાહડેલા કેટલાક મિશ્રિત અથવા સંયુક્ત શબ્દોનો કેટલાક લખનારાઓએ છુટથી શરૂ કરેલો ઉપયોગ છે. દાખલા તરીકે "વખતના વેહવા સાથે" એમ સામાન્ય લખનારાઓ આજે સાધારણપણે લખેછે, શબ્દોનો એ સમાસ તેઓ પેહલવેહલો "રાસ્ત ગોફતાર" ઉપરથી લખવા શિખ્યાછે. બીજો એક દાખલો આપીયે તો બનાવો અથવા દેખાવોની ધારી વાળીને મગજમાં ભરી રાખેલી આબુદિક યાદી અથવા ખ્યાલી નોધને આજે "નજર-નોધ" નું કલ્પિત નામ આપેલુંછે. એ સંયુક્ત શબ્દ પણ "રાસ્ત ગોફતારે" પેહલવેહલો બનાવી કાહડેલોછે. ૧૮૫૨-૫૩ નાં હિંદુ-મુસલમાન હુલ્લડ વિષે આ પત્રના અધિપતિએ પોતે આપેલા ખાસ હેવાલોને "નજર-નોધ" નું નામ પેહલવેહલું આપ્યુંછે, તેની આગમચ એ શબ્દ ગુજરાતી સાહિત્યમાં કોઇ વપરાયલો મળશે નહી, પણ આજે સઘળા લખનારાઓ એ શબ્દ છુટથી વાપરવા લાગ્યાછે.

એ રીતે ગુજરાતી જોડણીની શબ્દ રચનાની શુદ્ધતામાં "રાસ્ત ગોફતારે" પોતાની અડધી સદીની આ જીંદગીમાં આપેલા ભાગ વિષેનાં અને એ ભાઇબંધ લખનારાઓને આપેલા દાખલા વિષેનાં દ્દષ્ટાંતો જો શોધવા બેસીયે તો હજી બીજાં ઘણાં મળે એમ છે, પણ એ તપાસ હજી આગળ વધારવા જેટલી અગત્યની નહી હોવાથી તે અમે અંહીજ પડતી મેળીયે છીયે, અને એ વિષે એક અંગત ખોલાસા લેખે એટલુંજ કહીયે છીયે કે ભાષા, જોડણી અને એબારતબાજી વિષે પોતાના બીજા ભાઇબંધો જે કાંઇ શિખ્યાછે, તેને માટે "રાસ્ત ગોફતાર"ના અધિપતિને કશી અદેખાઇ કરવાનું કારણ નથી, અને તેવી કોઇ અદેખાઇના ઉભરા તરીકે તે વિષે આ નોધ લીધી નથી. ઓર પોતા ઉપરથી બીજાઓને શિખવાનું અને સુધરવાનું મળે તે ઉપર "રાસ્ત" પત્રને અને તેના પ્રવર્તાવનારાઓને ખુશી તથા મગરૂર થવાનું કારણ છે, માટેજ આ પત્રની પચાસ વર્ષની કારકીર્દિને દરમ્યાન તેણે બજાવેલાં કામનાં મથાળાં હેઠલ, ગુજરાતી છાપાનાં લખાણના સુધારાને અર્થે એ પત્રે શું શું કીધું અથવા કરવાને કારણ આપ્યુંછે તેની એક નોધ એ પત્રની આ ટુંક તવારીખમાં લેવાજોગ ધારીને માત્ર લીધીછે.

### રોજીંદા ગુજરાતી છાપાની હાલત

માં છેલ્લાં ચાલીસ વર્ષમાં જે મોહલો સુધારો વધારો થયોછે, તે પણ "રાસ્ત ગોફતાર" થીજ થયોછે, એવો કોઇ દાવો એ પત્ર તરફથી અમે ઉઠાવવા માગતા નથી, તોપણ એ છાપો પોતાના આજના સુધારાને માટે "રાસ્ત ગોફતાર" ને થોડેક દરજ્જે આભારી છે તે તો તેઓ પોતે ના પાડી શકવાના નથી. "મુંબઇ સમાચાર," "જામે જમશેદ" અને "અખબારે સોદાગર" એ ત્રણ ગુજરાતી પત્રો રોજીંદાં છે. તેઓ ત્રણે પેહલાંથીજ દરરોજનાં છપાતાં નહી હતાં. તેઓ પેહલાં અઠવાડિક, પછી અઠવાડિયામાં બે અથવા ત્રણ વાર છપાઇને, પછી દરરોજ છપાવા માંડયાંછે, ત્યારે "રાસ્ત ગોફતાર" જે પેહલેથી અઠવાડિક હતું, તે હજી સુધી તેમનું તેમ પડી રહ્યુંછે. પણ પોતાના રોજીંદા ભાઇબંધોની ચઢતી કળા કરવામાં "રાસ્ત ગોફતારે" પોતાની આગળી જીંદગીમાં ઘણો ભાગ બજાવ્યોછે તે ના પાડી શકાશે નહી. આજે દરરોજની તાજી ખબરો મેળવવામાં આપણો રોજીંદો ગુજરાતી છાપો, ઇંગ્રેજી છાપાની બરોબરી કરી શકેછે. દેશાવરોની ખાસ ખબરો મેળવવા તથા મોટી મોટી સભાઓમાં થતાં ભાષણો અને તકરારો વિગતથી પ્રકટ કરવામાં તેઓ ફતેહમંદીભરેલી હરીફાઇ ચલાવી શકેછે, તેઓની એ સંબંધી ઉલટ અને ઝડપ વખાણવાજોગ છે. પણ તેઓમાં એ સઘળો સુધારો આજકાલનો માત્ર છે. આગળાં વર્ષોમાં અઠવાડિક અથવા અઠવાડિયામાં બે કે ત્રણવાર છપાતાં પત્રોનેજ નહી પણ રોજીંદાં ગુજરાતી પત્રોનેબી ઇંગ્રેજી છાપા ઉપર સઘળો આધાર રાખવો પડતો હતો. એ પરતંત્રપણાંમાંથી તેમને છોડવનાર એક લેખે "રાસ્ત ગોફતાર" હતું એમ કહીયે તો ચાલે. આજ ત્રીશ પાંત્રીશ વર્ષ ઉપર રોજીંદા ગુજરાતી છાપાને ઇંગ્રેજી પત્રોના આધાર ઉપર પડી રેહવાને બદલે પોતાનીજ તાજી ખબરો અને પોતાનાજ તાર તથા હેવાલો મેળવવા માટે જોકે તીઓ

તમતમતો તોપણ ગંભીર આગ્રહ કરવાનાં ઘણાંક લખાણો આ "રાસ્ત" પત્રની ફાઇલમાંથી મળી આવેછે. અમારી તે ટીકા અમારા બાહઅંધોને તે વખત ઉપર રૂચી નહી હતી, પણ તેઓ કબૂલ કરશે કે ગુજરાતી છાપાની તે પરતંત્ર સ્થિતિ પ્રમાણે તે ટીકા ખોટી નહી હતી. તે વખત પછીજ રોજીંદા ગુજરાતી પત્રો સંખ્યાબંધ રિપોર્ટરો અને લખનારાઓના ખાસ રસાલાને નોકરીએ રાખતાં શિખ્યા. દેશાવરોના તાર સમાચાર તથા ખબરપત્રો "રાસ્ત ગોફ્તારે" તેમને દાખલો બેસાડયા પછીજ તેઓ પોતાને માટે ખાસ મંગાવતા થયા. "રાસ્ત ગોફ્તાર" જેવાં એક અઠવાડિક પત્રને ગામે ગામના ઠેરાવી રાખેલા ખાસ લખનારાઓની મારફતે ખબરો મેળવવાની ખાસ જરૂર જેવું કાંઇ નહી હતું, તોપણ મરહુમ મી૦ સોહરાબજી બંગાલીની કારસાજીથી ૧૮૫૮ અને ૧૮૫૯ નાં સાલથી આ પત્રમાં જે જથાબંધ "ખબરપત્રો" છપાવા લાગ્યાં, તે ઉપરથી બીજા બાહઅંધોને માથે પણ તેમ કરવાની ફરજ આવી પડી. માટે વાસી કુસી ખબરો, છપાઇ ગયલા હેવાલો અને જુનાં પુરાણાં લખાણો પ્રકટ કરવા માટે ૧૮૬૨—૬૩ પછીના અમારા પત્રમાં અમે ચલાવેલી તિક્ષણ ટીકા આજના રોજીંદા ગુજરાતી છાપાને લાગુ પડતી નથી, કે જ્યારે તાજાં વર્તમાન તથા અગત્ય કરીને સભાઓના રિપોર્ટો આપવામાં તેઓ ઇંગ્રેજી પત્રોની બરાબરનોજ નહી પણ તેમના કરતાં ચહડતો દેખાવ આપી શકેછે—ઘણું ક, જે આપણ ઇંગ્રેજીમાં નથી વાંચતા, તે ગુજરાતી પત્રોમાંથી મળી આવેછે. એ સઘળી, કાંઇજ શક નથી કે, અમારા તે વખતના *તિક્ષણ ટીકાબાજીના* ચાબુક-પ્રહારોની અસર છે. બાહબંધ રોજીંદા ગુજરાતી પત્રો ટુંકાક્ષરી રિપોર્ટરોના મોટા રસાલાને નોકરી આપેછે, તે "રાસ્ત ગોફ્તાર" ના ચાબુ ચાબકાના મારા પછીની વાત છે. ×

## ચિત્રોનો શણગાર.

છાપાના સુધારા વધારાનાંજ મથાળાં તળે "રાસ્ત ગોફ્તાર" ની એક બીજી અગત્યની સેવા યાદ આવેછે. તે પોતે જન્મ લીધા પછી છેક પેહલાંનાં વર્ષોથી છેલ્લાં સુધી ચિત્રો આપવાની એ પત્રની રૂઢી છે. પોતાનાં લખાણોને તરેહવાર ચિત્રોથી શણગારવાનું કામ આ પત્ર છેક અસલવારેથી કરતું આવ્યુંછે. છેક તેની ૧૮૫૨ અને ૧૮૫૩ ની ફાઇલો તરેહવાર ચિત્રોથી શણગારેલી મળી આવેછે, કે જે ઘણાંખરાં વિદ્યા હુનરનાં ચિત્રો હતાં, અને એ પત્રના આગળા અધિપતિ મરહુમ મી૦ જાંહગીર બરજોરજી વાચ્છા તે ઘણાખરા વિષયોના લખનાર હતા. કુદરતી વિદ્યાના અભ્યાસમાં મી૦ જાંહગીર વાચ્છાની બરોબરી આજના જમાના સુધી થોડાજ પારસી વિદ્યાર્થિઓ કરી શકયાછે. ખગોળ, ભૂગોળ, ભૂરચના શાસ્ત્ર, વિજળી, રોશની, ગરમી, આદી વિષયો ઉપર મી૦ જાંહગીર વાચ્છાનાં શું લખાણો કે શું ભાષણો એકસરખાં વખાણવાજોગ હતાં, અને "રાસ્ત ગોફ્તાર" નાં પેહલાં પાંચ વર્ષમાં એવાં ઘણાંક લખાણો છાપેલાં ચિત્રો સહિત બિરાજતાં હતાં. એમાંના ઘણાંક ચિત્રોનાં બિબાં શેઠ ખ. રૂ. કામાએ "રાસ્ત ગોફ્તાર" ને માટે ઇંગ્લંડથી ખાસ ખરીદ કરીને મોકલ્યાં હતાં. તે પછીથી નામાંકિત પુરૂષોની તસ્વીરો આપવાનો પણ પેહલોજ દાખલો "રાસ્ત ગોફ્તારે" આપ્યો હતો. એ પત્રે ગ્રાહકોને ભેટ આપેલી પાછલા વખતની છબીઓ તો વાંચનારની યાદમાં તાજી હશે, પણ જે આગળા કાળ વિષે અમે બોલીયે છીયે તે દાહાડાઓમાં મરહુમ મુલ્લાંફીરોજ, મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજી, મરહુમ મહારાણી વિકટોરિયા, વગેરે વગેરે આ પત્રની છપાવેલી તસ્વીરો વખણાતી હતી અને લોકો તે આરસીમાં જડાવીને રાખી મેળતા હતા. અગત્ય કરીને રાણી વિકટોરિયાની એક છબી જે અમારા પત્રે આજ પીસ્તાલીસ વર્ષથી વધારે વખત ઉપર બાહાર પાડી હતી, તેમાં અને સન ૧૮૭૭ માં આ પત્રે છપાવેલી છબીમાં એ નામદારના ચેહરા, કદ વગેરેનો અસરકારક તફાવત બતાવ્યો હતો. પેહલી છબીમાં વિકટોરિયાને પરણ્યા વગરની એક જુવાન રાજકન્યા દાખલ ચિતારી હતી, ત્યારે બીજી છબીમાં એક પુખ્ત વયની વિધવા અને માતા દાખલનું એ નામદારનું ચિત્ર આપ્યું હતું.

## "રાસ્ત ગોફ્તાર" ના ઇનામના અને બીજા નિબંધો.

આ પત્રે જુદા જુદા પ્રસંગો ઉપર પ્રસંગોપાત નિબંધો અને ચોપાન્યાંઓ બાહાર પાડેલાં વાંચનારને યાદ હશે. છાપાની મારફતે વાંચકવર્ગની એ જાતની સેવા પણ આ પત્રે પોતાના જન્મકાળનાં પેહલાં વર્ષોથીજ બજાવવી જારી રાખીછે. પેહલાં તો આ પત્રના આગળા માલિક સાહેબો જુદી જુદી રકમની જાહેરખબર આપી ઇનામના નિબંધો લખાવી માગતા હતા. એવો છેલ્લો નિબંધ ૧૮૭૪ માં મરહુમ મી૦ સોહરાબજી શાપુરજી બંગાલીએ રૂ૧૦૦ નાં ઇનામનો લખાવ્યો હતો, અને પેહલવેહલો નિબંધ સન ૧૮૫૨ ના જુન મહીનામાં પ્રોફેસર દાદાભાઇ નવરોજજીએ લખી છપાવ્યો હતો. તે નિબંધ તે વખત ઉપરની તરા અથવા નિરંગ વિષેની તકરારની ગરમા ગરમીમાં લખ્યો હતો. તે પછી એજ વર્ષના નવેમ્બર મહીનામાં મરહુમ દસ્તુર પેશોતનજી બેહરામજીએ એજ વિષય ઉપર "રાસ્ત ગોફ્તાર" ની વિરૂધ એક ચોપાન્યું કાહાડવા ઉપરથી સન ૧૮૫૩ ના માર્ચ મહીનામાં રાસ્ત ગોફ્તારના અધિપતિ મરહુમ મી૦ એદલજી નશરવાનજી પૃથ્યાએ એક જુદું ચોપાન્યું કાહડીને જવાબ આપ્યો. એનો ઉત્તર વળી દસ્તુર પેશોતને એક બીજાં ચોપાન્યાંમાં આપ્યો હતો, જેનો પ્રત્યુત્તર "રાસ્ત ગોફ્તારે" એક વધુ ચોપાન્યાં રૂપે વાળ્યો હતો. એ પછી ૧૮૫૪ ના આગસ્ટ મહીનામાં "રાસ્ત ગોફ્તાર" ના એક માલિક મરહુમ મી૦ પેસ્તનજી રતનજી કોહલાએ "પારસી ધર્મખાતાંઓ" વિષે રૂ૧૦૦ નાં ઇનામનો એક નિબંધ લખા-

વ્યો હતો, તે નિબંધ ઉપર આપણા જાણીતા શેહરી અને લખનાર મી૦ સોહરાબજી રૂસ્તમજી બનશાએ ઇનામ મેળવ્યું હતું. ૧૮૬૪—૬૫ ના શેર સટાનું મોટું જાહેર ઘેલાપણું, જેનાં માપાળાંઓ કાહાડવાને "રાસ્ત ગોફતારે" હિંમતભરેલી લડતોની જબરી જુંબેશ ઉઠાવી હતી; તે ભયંકાર ખરાબીને હસી કાહાડવા માટે "રાસ્ત ગોફતાર" ના માલેકોએ જાહેરખબરથી ઇનામ જાહેર કરી "ઇનામનો ગરબો" જોડાવ્યો હતો, તેમાં મરહુમ કવિ દલપતરામ ડાહ્યાભાઇનાં કાવ્યો સહુથી સરસ નિકળવાથી તેવણને ઇનામ આપી "શેર સટ્ટાની ગરબીઓ" એવાં નામનું ચોપાન્યું "રાસ્ત ગોફતાર" ને હિસાબે બાહાર પાડવામાં આવ્યું હતું. ત્યારબાદ એક ઇનામનો નિબંધ સન ૧૮૭૧ના જાન્યુઆરી મહીનામાં "હરએક તકરારનું તાતપર્ય સમજવાની આપણા મોબેદોની ખામી" એ વિષય ઉપર શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીએ રૂ૧૦૦ નું ઇનામ છપાવ્યું હતું, તે નિબંધ લખીને ઇનામ જીતી લેવાને હાલના ખાનબાહાદુર બહમનજી બેહરાંમજી પટેલ ફતેહમંદ થયા હતા. છેલ્લે સન ૧૮૭૪ ના માર્ચ મહીનામાં મરહુમ શેઠ સોહરાબજી બંગાલીએ "હિંમત અને હીચકારાપણું" એ વિષય ઉપર રૂ૧૦૦ નાં ઇનામનો એક નિબંધ લખાવ્યો હતો, તે નિબંધ-કર્તા લેખે નિઝામ હેદરાબાદવાળા મરહુમ મી૦ સોહરાબજી પેસ્તનજી કાંગા ઇનામ લઇ ગયા હતા. એ વખત પછી "રાસ્ત ગોફતાર" ના માલેકો તરફથી જોકે ઇનામના નિબંધો લખાવવાની રૂઢી બંધ પડીછે, તોપણ જાહેર પ્રસંગોનુંસાર પુસ્તકો અથવા ચોપાન્યાં છપાવી બાહાર પાડવાનો ઉહાસ તેઓએ પછાત નાખ્યો નથી. તેની પેહલી ઓળખાણી તેઓએ સન ૧૮૮૨ ના ખ્રિસ્ટમાસ ઉપર આપી હતી, કે જ્યારે ખ્રિસ્તી નવા સનેની તક લઇ "રાજ્ય સંવત્સર ભેટ પોથી" નામની એક મોટી ચિત્રપોથી "રાસ્ત ગોફતાર" ના અધિપતિ મી૦ કે૦ ન૦ કાબરાજીની કલમથી રચેલી સઘળાં ગ્રાહકોને ભેટ આપવામાં આવી હતી. ચાલીસ ચિત્રોવાળી એ ચિત્રપોથીમાં ઇંગ્રેજી રાજ્યની ચહડતી દેખાડનારાં મોટાં મોટાં ચિત્રોની સાથે અનુકુલ આવતી કવિતાઓ ટાંકી હતી, તે પુસ્તક એટલું તો પ્રજાપ્રિય થયું હતું કે મુંબઇના તે વખતના ગવરનર સર જેમ્સ ફરગ્યુસને તે પોથીની ઘણીક પ્રત ખરીદ કરીને નિશાળોમાં ઇનામ દાખલ વેંહચી હતી. "મહારાણીનું યશવર્ણન" નામની એવીજ એક બીજી ચિત્રપોથી સન ૧૮૮૭ માં મરહુમ મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલીના રાજ પ્રસંગ ઉપર મી૦ કે૦ ન૦ કાબરાજીની કલમથી રચાવીને "રાસ્ત ગોફતાર" ના માલેકોએ બાહાર પાડી હતી અને સઘળાં ગ્રાહકોને ભેટ આપી હતી—તે પુસ્તક તેનાં સુંદર ચિત્રોની તથા છપાઇની તેમજ લખાણની મોહક શોભાને માટે વાંચનારાઓને હજી સુધી વહાલું થઇ રહ્યુંછે. એવું જે છેલવેલું ચોપાન્યું આ પત્રે પોતાનાં ગ્રાહકોને ભેટ આપ્યુંછે, તે ગયે સાલ નામદાર મહારાણીજીનાં મરણ વેળા અને નામદાર શાહનશાહ એડવર્ડ તખ્તનશીન થતી વેળા "એડવર્ડનામુ" એવાં નામથી કાહડેલી એક ચિત્રપોથી છે. અમારી એ ભેટ હજી સુધી વાંચનારની નજરમાં એટલી તો નવી અને તાજી છે કે તે વિષે અતરે લંબાણ કરવાની કશી જરૂર નથી.

અંહી "રાસ્ત ગોફતારે" બજાવેલાં કામના મથાળાં હેઠલ છાપા-વર્ગની તેણે બજાવેલી સેવાનું આ ખાસ પ્રકરણ અમે ખતમ કરીયે છીયે. એ વિષે એક ખાસ પ્રકરણ રચવાનું કારણ ખુલ્લું છે. કુલેદેશીજાતિ તથા પ્રજાના સઘળા સુધારા, સઘળી કળાવૃદ્ધિ અને સઘળું સુખ તથા આબાદી છાપા ઉપર આધાર રાખેછે. આપણું જે કાંઇ થયુંછે અને જે કાંઇ થવાનું છે—આપણે જે કાંઇ મેળવ્યુંછે અને જે કાંઇ મેળવવાના છીયે તે સઘળું છાપાના પ્રતાપ છે. એવી રીતે સુધારાનું જે મુળ હથ્યાર છાપો, તેની ચહડતી "રાસ્ત ગોફતારે" કેટલી કરી આપીછે, બીજા બોલોમાં બોલીયે તો પોતે પોતાની જાતીને સુધારવાને આ પત્રે કેટલું કીધુંછે, તે બીના તેની જીંદગીની તવારીખમાંથી વિસારી દેવાય એવી નથી. કશી મહરાગાત વિના કેહવાઇ શકાશે કે "રાસ્ત ગોફતારે" દેશી છાપાનું સ્વરૂપજ સુધારી નાખ્યુંછે, તેની આબરૂ અને ટેક વધારી આપીછે તથા તેના મોભા અને શોભાને ઉંચે ચહડાવીને એક હસવા જેવી અને હીણવા જેવી બગગીની હાલતમાંથી દેશી છાપાને માન અને મરતબાવાળી પુખ્તતા આપીછે. "રાસ્ત ગોફતારે" એ સઘળી સેવા ખાસ હેતુથી ધારીવાળીને નિયમિતપણે બજાવીછે, તે દરએક સમજુ અને વગર તાસુબીવાળો વાંચનાર કબૂલ કરશે. માટેજ એ બાબત ઉપર આ તવારીખનું એક અલગ પ્રકરણ થયુંછે, અને વાંચનાર જોશે કે "રાસ્ત ગોફતાર" ની બજાવેલી એ સેવા તેને ખરેખર એક અલગ પ્રકરણ આપવા યોગ્યજ છે.

---

## પ્રકરણ ૪ થું.

## "રાસ્ત ગોફતારે" ચલાવેલી તકરારો.

અડધી સદીની એક લાંબી ઉમર દરમ્યાન "રાસ્ત ગોફતાર" સરખા એક જાહેર છાપાને કેટલીક મોટી મોટી અંડફાટની તકરારો વચેથી પસાર થવું પડે એ તદ્દન ખુદરતી છે. એક ઉધરતી પ્રજાની ઉધરતી કારકીર્દિ દરમ્યાન તે પ્રજાના ઉધરભાવ સાથ તાલુકો રાખનારા પ્રજા લાભના તરેહવાર જાહેર સવાલો ઉભા થવા જોઇયે, તથા દેશ, કાળ અને સ્થિતિ પ્રમાણેના તે પ્રજાના આચાર વિચારોને અનુસરતી રીતે અરસપરસનાં થંડાં કે ગરમ જોસની નરમી અને ગરમી વચે તે જાહેર ચર્ચાઓએ મોટી મોટી તકરારો અને ચુનોચરાઓને જન્મ આપવો જોઇયે.

### મતફેરની આવશ્યતા.

પ્રજાઓનો સુધારો વધારો, દેશની ઉન્નતિ અને લોકોની આબાદાની એ સઘળું માણસો વચેના મતફેરનું પરિણામ છે. પ્રજાઓમાં ફેલાયલો મતફેર મોટા મોટા સવાલોને ઉભા કરેછે, તથા મતફેર ચાલ્યા પછી માણસો જે સચાઇની શોધ ઉપર આવી પુગેછે, તે સચાઇનો સરવાળોજ તેમને સુધારાના રાહ ઉપર મુકેછે. એ મતફેર ઘણી વાર ઘણું જોશ પેદા કરેછે—મંડળીની બાહેરની સપાટી ઉપર મતફેર ઘણી વાર ફીણ ફીણ થઇ નિકળેછે. એ જોશ, જે એક ફતેહમંદી જીંદગીને માટે જહરનો તેજાબ અને અર્કજ છે, તે જોશના ઘણાક યાદગાર દાખલાઓ "રાસ્ત ગોફતાર" ની આ અડધી સદીની જીંદગીને દરમ્યાન નોધાયલા છે.

માણસજાતને મતફેર તેના જન્મથીજ સુંજેલો છે. બચપણથીજ તે મતફેર બતાવવા માંડેછે અને બચપણમાં તે બચ્ચાં શાળી ચવિતાં ચેડાં અને અંગત તારીમારી અથવાં મારામારીઓ વચે આ મતફેરના તબકામાંથી પસાર થાયછે, તો મોટપણમાં તેનો મતફેર વધારે ગંભીર રૂપ પકડેછે. વળી મતફેરનો જે દેખાવ માણસ માણસ પોતપોતા વચે કરેછે, તેના કરતાં કોમ કોમો વચેનો અને પ્રજા પ્રજાઓ વચેનો મતફેર વધારે દુર્ગંઢ ગંભીરાઇ પકડેછે. અને જ્યારે મતફેરનું જોશ બચ્ચાંઓમાં એકેકની મુકા બાજીનું તથા માણસોમાં એકેકનાં કુટેલાં માંથાની માંથા ફોડનું રૂપ પકડેછે, ત્યારે પ્રજાઓમાં એકેકની લડાઇ, રાજ્યોની હારજીત અને પાદશાહતોની ઉથલપાથલના વધારે ગંભીર રૂપમાં પ્રકટી નિકળેછે. અને વર્તમાનપત્ર, જે શું બચ્ચાં, શું વૃધ માણસો કે શું પ્રજાઓને પોતાની પનાહદાર પાંખોનાં રક્ષણ તળે રાખેછે, તે વર્તમાનપત્રનો એ સઘળી જાતના મતફેરની વચે પડવાનો હક છે. મતફેર ઉભો થયા પછી તેની વચે વર્તમાનપત્રો આવે તે તો રહ્યું, પણ ઘણીવાર મતફેર ઉભો કરનાર પણ વર્તમાનપત્ર પોતેજ હોયછે, તે એટલા સુધી કે જેમ માણસો વચેનો મતફેર વધારનાર વર્તમાનપત્રો હોયછે, તેમ પ્રજાઓ વચે ઝઘડાને જન્મ આપનાર અને રાજ્યો વચે લડાઇને ઉભી કરાવનાર પણ ઘણીક વખત વર્તમાનપત્રોજ હોયછે. આ અધિકાર ઉપર એક વર્તમાનપત્રવાળાના હકનું વાજબીપણું કદાચ વાંચનાર સ્વિકારશે નહી, પણ લોકો વચે વર્તમાનપત્રનો એ વગ અને કાબુ તો વાંચનાર ના પાડશે નહી. આજના જમાનાનો છાપો જાહેર બાબતોમાં માણસો ઉપર એટલોબધો કાબુવાન થઇ શકયોછે એટલુંજ સ્વિકારેલું બસ છે—તફાવત માત્ર તેનાં કામની ભલાઇ કે બુંડાઇનો રેહછે. બુંડાં કામોને માટે વર્તમાનપત્રનો એ વગ વખોડી કહડાશે, પણ જાહેર ભલાંના હેતુથી છાંપાનો એટલોબધો કાબુ અને કબજો વપરાયો હોય તે વિશે કોઇ નાખુશ થશે નહી.

હવે માણસોના મતફેરમાં ભાગ લેવા, બલકે ઘણોઃ અગત્યનો મતફેર ઉભો કરવા અને તેને લગતી જોશભરી જીકરીમાં ઝીપલાવવાના દાખલા "રાસ્ત ગોફતાર" ની પચાસ વર્ષની જીંદગીમાંથી ઘણા મળી આવેછે, જે પ્રજા મતને ચલાવનાર તથા ફેલાવનાર એક આગેવાન અગ્રેસર લેખેના તેના અધિકારને જેબ આપનારા છે. એ દાખલાઓની તપાસ "રાસ્ત ગોફતારે બજાવેલાં કામ" વાળાં છેલ્લાંજ પ્રકરણમાં સમાઇ જવી જોઇયે, પણ એ દાખલાઓ એટલાબધા છે, અને એટલાતો જાણવાજોગ છે કે આ જુદાં પ્રકરણ હેઠલ અને તોપણ છેલ્લાં પ્રકરણની એક પુર્વણી અને સાધન લેખે એ દાખલાઓનો સમાસ અંહી કરી શકાયછે.

સન ૧૮૫૧ માં પોતાનો જન્મ લીધા પછી નજદીક દોહડ દાયકા સુધી "રાસ્ત ગોફતારે" ઘણીક જીકરોમાં ઝાપલાવ્યું હતું, પણ તે સઘળી પોતાની પારસી કોમને લગતી, અને તેઓ લોકોની સંસારી તથા ધર્મ સંબંધી હાલતના સુધારા સંબંધી જીકરો હતી. આગળ જણાવ્યું તેમ ૧૮૫૭ ના બળવા પછી બીજાંજ વર્ષથી "રાસ્ત ગોફતાર" ને ફકત પારસી કોમના સુધારાનાં એક પારસી હથીઆરને બદલે આખા હિંદુસ્તાનની દેશોન્નતિનાં એક દેશી વાજીંત્રનું રૂપ આપવાનું તેના મરહુમ માનવંત સુરખી શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ.ને સુજ પડ્યું હતું, અને સન ૧૮૫૮ પછીજ એ પત્રે પારસીઓ ઉપરાંત હિંદુઓ, મુસલમાનો અને બીજી કોમોના તથા સંસારી અને ધર્મ સંબંધી ઉપરાંત રાજદ્વારી સુધારા વધારાના શાહનશાહી અગત્યના સવાલોને વધારે નિયમિતપણે ઉંચકી લેવા માંડયા હતા. અલબતાં સંસારી અને ધર્મ સંબંધી સવાલોનો જેટલો મતફેર રાજદ્વારી સવાલોમાં નહી હતો. તોપણ આપણ આગળ ચાલતાં જોઇશું કે એ પાછલા વર્ષોના રાજદ્વારી સવાલોના પણ ચોકસ હિગામો થઇ ગયાછે, કે જેમાં "રાસ્ત ગોફતાર" ની ઉઠાવેલી મતફેરની જીકરોએ ઘણુંક જોશ પકડયું હતું. જે છાપાએ કોઇનીબી રૂખ નહી રાખવી અથવા ખુશામદખોરી પક્ષ નહી પકડવી એવા ગોલા પેહલાંથીજ કસમ ખાધેલા, તેવો એક છાપો શું સંસારી કે રાજદ્વારી, શું કેળવણી સંબંધી કે ધર્મ સંબંધી જીકરોમાં કોઇની પણ બીહીક રાખ્યા વગર હિમતભર્યાં અને સ્વતંત્ર લખાણો કરશું જાય અને તેમ કરતાં જેને લાગતું વળગતું હોય તેમની ગુસાવણી અને દુશ્મની પોતાના સરપર તે ખેંચી લેય એવી તો આપણે સ્વભાવિક વકી રાખવીજ જોઇયે, અને તેજ વકી "રાસ્ત ગોફતાર" ની આખી જીંદગીએ ખરી પાડી આપીછે. સર્વે કોઇ જાણેછે કે આ પત્રના જેમ ઘણા દોસ્તો હતા અને છે, તેમ ઘણા દુશ્મનો પણ હતા અને છે બલકે તેના દોસ્તોના કરતાં દુશ્મનોની સંખ્યા વધારે મળી આવશે—અને

દુશ્મનોખી કેવી કિસમના. કચરા શરખાં કંગાળ પત્રોના કચરાપતિ લખનારાઓ તો રહ્યા, પણ બીજા જોરમંદ લખનારાઓજ માત્ર નહી, લોકોનો અભણ, અણસમજુ અને જનુની ભાગજ માત્ર નહી, પણ સારી સમજણવાળા સજનો, સારી શક્તિવાળા શ્રિમંતો, માલેતુજાર શેઠ સાહુકારો, કોઇવાર વેપારી વર્ગના માતબરો અને અમીર વર્ગના તાલેવંતો, કોઇવાર હકુમતવાળા સત્તાવાળાઓ, કોઇવાર સરદારો અને રાજવંશિઓ એવા એવા બડા સાહેબોને પણ આ "રાસ્ત ગોફતાર" પત્રે પોતાના હરીફોની હરોલમાં ઉભેલા જોયાછે. "Measures, not men" યાને "માણસો નહી પણ તેમનાં કામકાજ" એ આ પત્રે પોતાનાં જાહેર લખાણોનો મુળ કાનુન રાખ્યોછે અને એજ કાનુન તેણે પોતાના બીજા ભાઇબંધોને પણ શિખવ્યોછે. છેક સન ૧૮૫૪ ના જાનેવારી મહીનાની ૮ મી તારીખે "રાસ્ત ગોફતારે" તે વખતની પોતાની ભાગીતુટી ભાષામાં એક ભાઇબંધ "પારસી પંચ" ને શિખામણ દીધી હતી કે તેણે "મેજરસ, નાટ મેન" એવો કાયદો રાખવો. પણ એ વિષે ગમે એટલો કાયદો રાખવા છતાં માણસો ઉપર અંગત ટીકા અટકાવી શકાતી નથી. માણસો નહી પણ કામકાજ ઉપર ટીકા કરતાં, જેઓનાં કામકાજની ટીકા ચલાવી હોય, તે કામકાજના કરનારા માણસોજ હોયછે અને તેમનાં કામકાજ ઉપર ટીકા કરવાથી તે માણસોને દુઃખ લાગેછે અને તેઓ પોતાના ટીકાકારના દુશ્મન થાયછે. "રાસ્ત ગોફતાર" ના જે દુશ્મનો વિષે ઉપર કહ્યું તે દુશ્મનો આ જાતના હતા, કે જેઓ કેટલાકોને પોતાનાં કામકાજો ઉપર ટીકા નાપસંદ હોયછે—કેટલાકો પોતાના વિરૂધ લખાવા અને છપાવાથી ડરી જાયછે—કેટલાકોને પોતાની તારીફનું મીઠું પિરસેલું પસંદ આવેછે, પણ કેટલાકો પોતાની તારીફ નહી થવા માટે દુશ્મન થાયછે—પોતાને ખાટું પડવાથી કોઇ દુશ્મન થતા નથી, પણ પોતાને ઓછું પડવાથી ઘણાકો દુશ્મન થાયછે. અને અગત્ય કરીને "રાસ્ત ગોફતાર" જેવો છાપો, જેણે કોઇનો પણ "સરોપરો રાખવો નહી" એવો પેહલેથીજ ધારો પાડેલો, જેણે છુટથી ટીકા કરવા માટેજ જન્મ લીધેલો, અને જેણે ટીકા કરતાં કોઇનીબી બીહીક યા પરવા કરવાની બેદરકારીનો પોતાના ભાઇબંધ છાપાવાળાઓને ધડો આપવાના ખાસ હેતુથી જન્મ લીધેલો, તેણે પોતાની આપએખત્યાર વલણ જાળવી રાખતાં દુશ્મનોનો ડર કીધો નથી, એ તેની પાછળ ઉભા થયલા તરેહવાર દુશ્મનોની સંખ્યાજ માત્ર દેખાડી આપતી નથી, પણ તે દુશ્મનો કેવા મોટા અને વગવાળા માણસો હતા તેમનો તે પ્રકાર એ બીના વધારે બતાવી આપેછે. એક માણસની પરીક્ષા જેમ તેના દોસ્તોથી થાયછે, તેમજ તેના દુશ્મનોથી પણ થાયછે. જે ધણીના દુશ્મન કોઇ નથી પણ જેની ગામમાં સર્વ કોઇ તારીફ કરે તેને વિષે નામાંકિત શેરિડને કહેલું ખોટું નથી કે—

"I am sorry to hear it. He has too good a character to be an honest fellow. Every body speaks well of him! Pshaw! Then he has bowed as low to knaves and fools as to the honset dignity of genius and virtue."

"What Sir Oliver, do you blame him for not making enemiies?

"Yes, if he has merit enough to deserve them"

(*"School for scandal" Act II, scene III.*)

"તેનો એક દુશ્મન નથી, આખું ગામ તેનાં વખાણ ગાયછે.

"ત્યારે તો એને બેહલુપરથી વેહમ આવેછે. આખું ગામ વખાણ કરે એ કાંઇ વખાણની વાત નથી. ગામમાં સારા લોકો હોયછે અને નઠારાબી હોયછે. અને આમરજો ભલા, બુરા, બધાજ બેહલુનું સારૂં બોલે તો જાણવું કે એ જેટલો નેકીની નેકી ઉપર નમેછે, તેટલોજ બદીની બદી ઉપર પણ વાંકો વળેછે.

"એ તમે શું બકોછો? બેહલુનું બુરૂં બોલનાર કોઇ દુશ્મન નથી એ શું તેનો વાંક થયો કે?

"હા, એક લેખે વાંકજ. બુરૂં બોલનારા દુશ્મનોની વચ્ચે વસવું એ હિમતનું કામ છે, અને જે પોતાના દુશ્મન કરવાને ડરે તે હીચકારો છે. સારા માણસની સારા માણસો વખાણ કરેછે, પણ નઠારા માણસો સારા માણસોને પસંદ કરતા નથી, તે છતાં નઠારાઓ જેને પસંદ કરે તે થોડો ઘણોબી નઠારાઓનો દોસ્ત હોવો જોઇએ."

("નિંદાખાનું" અંક ૧, પ્રવેશ, ૩.)

શેરિડનનું આ સિધ્ધાંત "રાસ્ત ગોફતાર"ને લાગુ પાડીને આપણ કહીશું કે તેણે પોતાની પાછલ દુશ્મનો વધારવાનો ડર કીધો નથી, એ તેની વિરૂધની વાત નથી, પણ તેની તરફેણની તારીફ છે. ગણીમત એટલુંજ છે કે આ સઘળી હરીફાઇ અને હસદખોરી અંટસ અને દુશ્મની વચ્ચે "રાસ્ત ગોફતાર" ટકી શક્યુછે. તે આજે પચાસ વર્ષની જીંદગી જીવવા પામ્યુછે. અને તેખી કેવા દુશ્મનોની વિરૂધતા વચે?

પોતાના જન્મના પેહલા જમાનામાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, તથા તેવણના દીકરાઓ "રાસ્ત ગોફતાર"ની વિરૂધવાળી સંફમાં હતા. તેઓ તે વખતની "પારસી પંચાયત"ના શેઠિયા હતા, પણ પંચાયતની પક્ષપાતી, આપખુદી અને ગેરઇનસાફી સામે તે વખતના "રાસ્ત ગોફતાર"નાં બળવાન લખાણોથી એ અકાબર સાહેબો આ પત્રના હરીફ થઇ પડે એ સ્વભાવિક હતું. વળી ગરીબો તરફની શેઠિયાઓની બેપરવાઇ તથા બેદાદીઓ સંબંધી "રાસ્ત" નાં શખ્ત લખાણોએ પણ તેમને એ પત્રની સામી પક્ષમાં મેલ્યા હતા. જુની પંચાયતની સાથે પંચાયતનાં પુછડાંઓ પણ "રાસ્ત ગોફતાર"ની સામી પક્ષમાં જઇ ઉભા. વળી પંચાયતનો જુલમી દોર તોડી નાખવાની સાથે સ્ટુડંટસ સોસાયટી સભા, રાહનુમાય સભા, જ્ઞાન પ્રસારક સભા વગેરે મંડળીઓથી ચાલુ થયલી સ્ત્રી કેળવણી તથા સંસારી અને ધર્મસંબંધી સુધારાઓની લડતોને એ મંડળીઓનાં

મુખ્ય હથીઆર અને વાજીંત્ર લેખે "રાસ્ત ગોફતારે" મજબુત ટેકો આપ્યો તે સઘળું લખાણ જુના વિચારવાળા આગેવાન સાહેબોનાં નાકમાં ખુંચવા લાગ્યું. માટે પેહલા સર જમશેદજી અને તેમના દીકરાઓ સાથે બીજા શેઠિયા વર્ગના સાહેબો પણ "રાસ્ત ગોફતાર" સાથ અણબનાવ લઇબેઠા. મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીટિટ અને તેવણના દીકરાઓ, મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના દીકરાઓ, મરહુમ શેઠ મેહરવાનજી ફરામજી પાંડે અને મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કામા, મરહુમ શેઠ ડોસાભાઇ સોહરાબજી મુનશી અને મરહુમ શેઠ ખરશેદજી બહમનજી પંથકી એઓ સુધારાવાળાઓની અને તેમનાં કામોની વિરૂધ હતા, માટે તેઓ "રાસ્ત ગોફતાર" ની પણ વિરૂધ જતા હતા. એ સઘળી વિરૂધતા "રાસ્ત ગોફતાર" ની ચલાવેલી જોશભરેલી ફીકરોમાંથી ઉભી થઇ હતી, અને આ સઘળી વિરૂધતા બરાબર સમજવા માટે એ જુદી જુદી ફીકરો શી હતી તેની તપાસ ઉપર આપણ આવીયે છીયે.

### તરી સંબંધી તકરાર.

"રાસ્ત ગોફતાર" ની આ જોશભરી ફીકર સન ૧૮૫૨ ના એપ્રિલ મહીનાથી તે સન ૧૮૫૪ ના માર્ચ મહીના સુધી જારી રહી હતી. એ તકરાર એટલાં જોશથી ચાલી હતી કે આ "રાસ્ત" પત્રની કાલમોથી ન ધરાતાં અરસપરસ ચોપાન્યાંઓ છપાવીને તકરારને પત્રની કટાર બાહાર વધારી હતી તે નિબંધો અને ચોપાન્યાંઓની વિગતો છેલ્લાં પ્રકરણમાં આપીછે. દરરોજ સહવારના પહરમાં ઉઠતાંની વાર ગઉમુત સરખી ગંધીલી વસ્તુ મોહડાં અને હાથ પગને ચોપડવાનો રેવાજ શાંણો બાયજ હોવાથી, "રાસ્ત ગોફતારે" એ રસમનાં શરિટપણાનો સવાલ ઉઠાવ્યો હતો. જુના વિચારવાળા સાહેબો એ રસમની હિમાયતે નિકળ્યા હતા, તેઓમાં મરહુમ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા પોતાની જુવાનીના જોશમાં બાહાર પડયા હતા તથા તેવણે જુન અને નવેમ્બર ૧૮૫૨ માં બે અને ૧૮૫૩ માં એક મળી ત્રણ ચોપાન્યાં બાહાર પાડયાં હતાં. પારસીઓને વંદીદાદ કેતાબમાં ચોકસ ક્રિયા કામોમાં ગઉમુત વાપરવાને ફરમાવેલુછે ખરૂં, પણ "રાસ્ત ગોફતાર" ની મુખ્ય તકરાર એ હતી કે કદાચ અસલી જમાનામાં ગફાઇ સુથ્રડાઇને માટે ચોકસ ક્રિયાઓમાં તાજો તરો વાપરવામાં આવતો હોય, તોપણ હાલના સુધરેલા જમાનામાં સાબુ અને બીજાં સુંગંધીદાર તેલો મળી આવેછે તેવા વખતમાં દરરોજ સહવારના પહરમાં ઉઠતાંની વાર એ નજીસ અને ગંધાતી વસ્તુ મોહડે માથે અને હાથે પગે ચોપડવાનું જરતોશ્તી દીનની કેતાબોમાં કશું ફરમાન આવેલું નથી. આ તકરારે ગમે એટલું મનુન ઉસ્કેરવા છતાં, આજે એ રેવાજ પારસીઓમાંથી તદન નાબુદ થયોછે. ઘેરોમાં તરો ભરી રાખવા માટે રસ્તે રસ્તે ગાય ઢોરોને મુતાવવાના નિર્લજ્જ દેખાવો જે આગળ થતા હતા તે આજે એટલા બંધ પડયાછે, કે ચોકસ મેયતની ક્રિયાઓ કે જે ઉપરજ એ જીણુસનો ઉપયોગ હાલ આવીને અટકયોછે, તે ક્રિયાકામોને માટે પણ એ જીણુસ જોઇયેછે ત્યારે કેટલીકવાર લગાર મુશ્કેલીથી મળી આવેછે.

### જુદદીનને હાથનું ખાનુ ખાવાનો સવાલ.

આ સવાલ પણ "રાસ્ત ગોફતાર" પત્રે પોતે જન્મ લીધા પછી થોડાજ વખતમાં ઉભો કીધો હતો. તે વખત ઉપર પારસીઓ પોતાનાં પકાવેલાં ખાનાંપીણાંને જુદદીનવાળાનો જરા હાથ પણ લાગવા દેતા નહી હતા. તેઓને ત્યાં ખાનું પકાવનાર પારસી હતા એટલુંજ નહી પણ કામ ધંધાનાં ઠેકાણા, આફીસો યા દુકાનો ઉપર ભાણા લાવનાર પણ પારસીઓજ જોઇયે એવો વેહમ હતો. આ વેહમની સામેની મોટી જુંબેશ પેહલાં તો જુદદીનવાળા નોકરોને હાથે ભાણાં મોકલવાનાં નાના રૂપમાંજ ઉભી થઇ. "રાસ્ત ગોફતાર" માં ચર્ચાપત્રીઓએ સવાલ ઉઠાવ્યો કે અમારા ભાણાં પારસીઓએજ શા માટે લાવવાં જોઇયે અને જુદદીનવાળા નોકરો ભાણા લાવે તો તેમાં જરતોસ્તી ધર્મની બાધ શી છે? એ સવાલ ઉપર ઘણા જોશથી અને ધસારાબંધ ધુજારો આલ્યો. દસ્તુર દાવરો પુરવાર કરવા નિકળ્યા કે જરતોશ્તીઓનાં ખાણાંપીણાંસે જુદદીન નોકરોને અડવા દેવા એ ગુનાહભરેલું છે. સુધારા પક્ષ એટલેકે "રાસ્ત ગોફતાર"-ની પક્ષના લખનારાઓ એ વિષે ધર્મ સંબંધી ફરમાનોની સાહાદત પુછવા નિકળ્યા, તેમને અસલી વિચારવાળા સાહેબોની પક્ષે ધર્મનાં ફરમાનોની સાહાદત ટાંકી બતાવી, પણ તે ખાતરીપુર્વક નહી નિવડી. તકરારનું પરિણામ એ આવ્યું કે આ વેહમનું અયટિકપણું પુરેપુરૂં પુરવાર થયું, એ વેહમ ઉપરથી લોકોનો વિશ્વાસ તદન ઉઠી ગયો, અને પારસી જુવાનો જે પેહલાં હોટેલોમાં અને ઇંગ્રેજી ટેબલો ઉપર છુપાછુપ ખાતાપીતા હતા, તે થોડાંજ વર્ષની અંદર જુદદીનવાળા સાથે જાહેર રીતે એક પંગતે ખાતાપીતા થયા. આ વેહમ એટલાસુધી મજબુત જડ ઘાલીને જારજ થયલો હતો કે ૧૮૫૭ ના બળવામાં મદદે આવેલાં ઇંગ્રેજી ગોરાં લશ્કરને મુંબઇનાં મેદાનમાં એક મોટો તંબુ મારીને એક મોટી જાહેર જીયાફત આપવામાં આવી હતી. તે જીયાફતમાં ઉંધરાણું ભરનારા ઇંગ્રેજ સાહેબ લોકો સઘળા જમવા બેઠા હતા, ત્યારે તેમના જેટલું બલકે વધારે નાણું ભરનારા પારસી શેઠિયાઓ તે ગોરા સાહેબોની આસપાસ ચાકરોની પેઠે ઉભા રહ્યા હતા. તે શરમભરેલા દેખાવની "રાસ્ત ગોફતારે" અતિશંત હાંસી અને ટેકડી કીધી હતી અને શેઠિયાઓને તે ગોરા સાહેબોના "બટલેર" તથા "ટેબલ બોય" ની ઉપમા આપી હતી. પણ લોકોમાંથી એ વેહમ જલદીથી નિકળી જવા છતાં શેઠિયા વર્ગમાંથી તેને નિકળી જતાં બહુ વાર લાગી હતી, તે અંહી સુધી કે સન ૧૮૮૦

માં મહાપ્રતાપી વાઇસરાય લાર્ડ રિપનની મુંબઇમાં થયલી પેહલવેહલી પધરામણી વેળા ગવરનર સર જેમ્સ ફરગ્યુસને તે નામદાર સાથ જમવાને પારસી શેઠિયાઓને પેહલવેહલાં નોત્રાં દીધાં હતાં, તે વેળા પણ મરહુમ સર જમશેદજી (ત્રીજા બેરોનેટ) સાહેબે તે નોત્રું ના પાડવાથી "રાસ્ત–ગોફતાર" માં અને બીજાં પત્રોમાં ઘણીક ચર્ચા ચાલી હતી. પણ આવો એક દેખીતો ખોટો વેહમ ભાગી પડવા પાડયો, તે વધારે વાર ટકી શકેજ નહી, તે થોડા વખતમાં સિદ્ધ થયું કે જ્યારે સન ૧૮૭૮ માં "પ્રિન્સિસ ડાક" ની ગોદી ઉઘાડવાની ગવરનર સર રિચર્ડ ટેમ્પલને હાથની ક્રિયામાં નાસ્તા ઉપર પોર્ટ ટ્રસ્ટના નોત્રેલા ઇંગ્રેજ મેહમાનોના સાથે પારસીઓ પણ જાહેર રીતે જમવા બેઠા, તેઓમાં સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, શેઠ ફરામજી નસરવાનજી પટેલ, શેઠ મેહરામજી જીજીભાઇ સી. એસ. આઇ, શેઠ નાનાભાઇ બેહરામજી જીજીભાઇ અને બીજા ઘણાક સાહેબોએ જુદદીનવાળાઓ સાથ પેહલવેહલા જમીને એ ખોટી સુગના ખોટા વેહમને સેવટનો ફટકો માર્યો હતો. જુદદીનવાળાઓ સાથ જમવાના સવાલ ઉપરથી

**છુરી કાંટે ખાવાનો સવાલ**

પણ "રાસ્ત ગોફતાર" પત્રે થોડાજ વખતમાં ઉભો કીધો હતો. આજે પારસીઓમાં થોડાજ ઘર એવાં રહ્યાં હશે કે જ્યાં છુરી કાંટે ખાવાની કાંઇ પણ છીટ હશે, અને છીટ હોય તેવાં ઘરનાં કુટુંબીઓ પણ બાહારની મિજબાનીઓમાં આજે છીટને બદલે છુટથી છુરી કાંટે ખાતાં જોવામાં આવેછે. હવે તે આગળા વખત ઉપર પારસીઓની ખાણાની ટેબલ ઉપર છુરી કાંટા નહી આવતા હતા, એમ તો કેહવાયેજ નહી. જ્યારથી પારસી વાડીવંતરોમાં ભોંયપર બેસીને થાળીઓમાંથી અથવા પાત્રાંમાંથી જમવાના દાહડા ગયા અને જ્યારથી ઇંગ્રેજી સહવાસમાં આવ્યા પછી તેઓમાં ટેબલો ઉપર પ્લેટો માડીને જમવાનો ઇંગ્રેજી રેવાજ પડયો. ત્યારથીજ દરએક જમનાર મિજબાનીની આગળ છુરી, કાંટા અને ચમચા ગોઠવવામાં આવતા હતા, પણ તે નામનાજ હતા, અને તેઓમાં ખરેખર તો હાથ ખરડી નાખીનેજ ખાવાપીવાનો ચાલ હતો. એટલુંજ નહી પણ ચા પીવાનાં પ્યાલાં રકાબી અથવા પાણી પીવાનાં ગ્લાસ ટંબલરો હાથને બદલે રુમાલ વડે ઉંચકીને પીવાનો એટલોબધો ચાલ પડેલો હતો કે શેઠિયા લોકોને ત્યાં આઇસ્ક્રીમ ખાતી વખતે ચમચાઓ પણ રુમાલે પકડીને આઇસ્ક્રીમ ખાવામાં આવતું હતું ! પણ ઘીનાં ગડગડતાં અને ચીકણાં છોબટદાર વાણાંઓમાં હાથનાં આંગળાં બોસીને ખરડાયલા હાથે દબુસા ભરવાના ચાલ સામે સર્વથી પેહલો પોકાર "રાસ્ત ગોફતારે" ઉઠાવ્યો હતો, અને તેમાં હાથે ખાવાની ગલીચી ઉપર તથા છુરી અને કાંટે ચમચે ખાવાની સફાઇ સુઘડાઇ ઉપર તકરારનો મુખ્ય મદાર માડયો હતો. પણ એ તકરારમાંથી ઝનુનીઓ "રાસ્ત ગોફતાર" ની સામે જોશથી ઉભા થયા હતા. તેઓ છુરી કાંટે ખાવાનું "અજીઠવટાળ" કેહતા હતા, ત્યારે આ "રાસ્ત" પત્રે તકરાર લીધી કે ચીકણું ચોપડિયું ખાધા પછી ખરડાયલા હાથ ફક્ત પાણીએ વોઇ નાખ્યાથી જે સફાઇ થતી નથી, તે સફાઇ છુરી કાંટે ખાવાથી જળવાયછે, કાંકિ છુરી કાંટે ખાવાથી હાથ ખરડાતાજ નથી અને તે ધોવાની જરૂરજ રેહતીજ નથી, પણ હાથે ખાધાથી હાથ ચીકણા રહી જાયછે અને પછી તેમાંથી ખુજલી અને બીજાં ચામડીનાં દરદો પેદા થાયછે. પણ એવી રીતે છુરી કાંટે ખાવાની સફાઇ સુઘડાઇ સામે વિરુધ પક્ષકારોનો સઘળો વાંધો ધર્મનો હતો, જેઓ છુરી કાંટે ખાવું ધર્મથી ઉલટું છે. એટલુંજ કેહવું પોતાનાં આંધળાં ઝનુનને માટે પુરતું સમજતા હતા.

**સ્ત્રી કેળવણીનો સવાલ.**

આપણાં સ્ત્રી કેળવણી ખાતાંઓ "રાસ્ત ગોફતાર" ની સાથેજ જન્મ પામ્યાં હતાં, એટલે આ પત્ર એંડ આપણી કન્યાશાળાઓ વચ્ચે જોડિયાં ભાઇ અને બેહનના સરખોજ સંબંધ હતો. એ બેહુને જન્મ આપનારા, ચલાવનારા અને પાળણુ કરનારા બાપો પણ તેજ સુકીભર એલ્ફિનસ્ટોનવનો હતા, કે જેઓ "રાસ્ત ગોફતાર" પત્રના અને આપણી સુધારા પક્ષની સભાઓના પણ સ્થાપકો હતા. તેમાંની એક સભા "સ્ટુડંટસ સાયનટીફિક અને લિટરરી સોસાયટી" એ પેહલવેહલી અને તેબી પારસી કન્યાશાળાઓ સ્થાપી હતી. તેમની સ્થાપનાથીજ તેમની સામે વિરોધીઓ ઉભા થયા હતા. જેઓમાં "સોસાઇટીના છોકરાઓ" નાં નામજ વાયદાં થઇ પડયાં હતાં, અને તે છોકરાંઓનું કરેલું દરએક કામ જેઓની આંખ્યોને હસી કાહાડવાજોગ નવાં નવાં ખેલકોતુકજ દીસતું હતું, તેઓ સ્ત્રીઓને કેળવણી આપવાની જરૂરિયાત સામેજ બોલીને બેસી રહ્યા નહી, પણ તેઓએ તે કેળવણી આપવાની નિશાળોની ખાણખોધ કરવાને તરેહવાર બુઠ્ઠાઓ બનાવીને એ કન્યાશાળાઓની નાલેશી અને રિશ્વબંદી કરવા માડી. તે સ્ત્રી કેળવણીની હિમાયત અને તેના આગેવાનોનો બચાવ કરવાનું "રાસ્ત ગોફતારે" પોતાને માથે ઉઠાવી લીધું અને સ્ત્રી કેળવણીના વગોવનારાઓ સામે જોશભરેલી જુંબેશ ચાલુ રાખી. અલબતાં તે પેહલા દિવસો ઉપર સ્ત્રી કેળવણી ગુજરાતી ભાષામાંજ અટકી રહેલી હતી, અને ગુજરાતી કન્યાશાળાઓજ એટલી તો શરુઆતની સ્થિતિમાં હતી કે તેમને પેહલાં પગભર થવા દેવા માટે સ્ત્રી કેળવણીના હિમાયતીઓએ સ્ત્રીઓને માટે ઇંગ્રેજી કેળવણીનો શબ્દ પણ ઓચરવાની હિમત કીધી નહી હતી. એટલુંજ નહી પણ તે પેહલા દાહડાઓ ઉપર ઇંગ્રેજીમાં સ્ત્રી કેળવણી આપવાની નથી અને આપવા માગી પણ નથી એટલી હદ સુધી તેઓને

બોલવું પડ્યું હતું. અબળાતાં સુધારાનો ધીમે ધીમે પગપેસારો કરવા માટે તે એક રાજનીતિનુંજ કામ હતું અને એ કામના આગેવાનોની રાજનીતિને અનુસરીને આ "રાસ્ત ગોફતાર" પત્રે પણ તે દાહડાઓમાં આપણી સ્ત્રીઓને ઇંગ્રેજી કેળવણી આપવાની અગત્યના વદીક ના પાડી હતી. એ રીતે જોશભરી ઝુંકર અને તીખી તમતમતી તકરારો વચ્ચે ગુજરાતી સ્ત્રી કેળવણીનું શુભ કામ એક વાર શરૂ થઇ ફતેહ પામ્યા પછી

### ઇંગ્રેજી કન્યા કેળવણીનો સવાલ

સન ૧૮૬૩ ના સુમાર ઉપર ઉભો થયો ત્યારે તેને માટે વળી નવી ઝુંબેશમાં "રાસ્ત ગોફતાર" ને જોડાવું પડ્યું. સ્ત્રી કેળવણી અને સ્ત્રી સુધારાના મુરબ્બી આગેવાન અને સરદાર મરહુમ મી૰ માણેકજી ખરશેદજીએ સન ૧૮૬૩ માં અલેકજાંદ્રા સ્કૂલ પેહલવેહલી ઉભી કીધી, ત્યારે જુના વિચારવાળા ઝનુનીઓ સામે "રાસ્ત ગોફતાર" ને એક વાર ફરી ઝુંબેશ ઉઠાવવી પડી. એ વખતે દેશી અબળા જાતીને ઇંગ્રેજી કેળવણી આપવાના ફાયદા બાબે આ પત્રે મહીનાના મહીનાઓ સુધી લંબાણ વિષયોની એક હારમાળા શરૂ કીધી, જે તેમાંની દલીલોનાં વજન, તકરારની ગંભીરાઇ અને બયાણનાં જોશ વિશે તેજ વખતે વખાણ પામી હતી. આ વખતે "રાસ્ત ગોફતારે" દેશી અબળાજાતીને માટે ઇંગ્રેજી કેળવણીની જે જરૂરિયાત આગળનાં વર્ષોમાં પોતે ના પાડેલી તે જરૂરિયાત પોતેજ જાહેર કરવાનો હવે વખત આવેલો જોયો અને તેની બળવતર હિમાયતો ચલાવી. થોડાજ દાહડામાં એ સ્કૂલને માટે પુરતું ફંડ ભરાવવામાં મી૰ માણેકજી ખરશેદજી ફતેહમંદ એટલી હદ સુધી થયા કે જે અસલી વિચારના શેઠિયાઓ સ્ત્રી કેળવણીની અને અવશ્ય ઇંગ્રેજી કન્યા કેળવણીની વિરૂધ હતા, તેઓ દરેકે પાંચ પાંચ હજાર રૂપીયા ભરીને એક પગભર સ્કૂલ ફંડ કરી આપ્યાથી પોતાની હીલચાલ શરૂ કીધા પછી થોડાંજ અઠવાડિયાંમાં મરહુમ મી૰ માણેકજી ખરશેદજી પોતાના "વિલા ભાયખલા" માં નામદાર ગવરનર સર બાર્ટલ ફ્રિયરને હાથે એ સ્કૂલને શરૂથી કરી ચુકયા, અને તે પછી મરહુમ સર કાવસજી જાંહગીર રેડીમનીની સખાવતથી એ સ્કૂલની ઇમારતને માટે એક ખાસ મોટી રકમ મેળવીને મી૰ માણેકજી સન ૧૮૭૮ માં સ્કૂલની મેદાન માહેલી હાલની ઇમારતનો તે વખતના ગવરનર સર રિચર્ડ ટેમ્પલ પાસે તેનો પાયો નખાવી શકયા તેને ઘણાં વર્ષ નહી ગયાં. એ રીતે દેશી છોકરીઓને ઇંગ્રેજી કેળવણી આપવાની હીલચાલ પુરતી ફતેહમંદીથી પાર પડી, તેમાં "રાસ્ત ગોફતાર" ની મદદ તેની પેહલી યોજનાથી સેવટ સુધી જારી રહીછે.

પણ એ પછી થોડાજ વખતમાં એ હીલચાલનો એક બીજો તબકો શરૂ થયો કે જેમાં "રાસ્ત ગોફતાર" ની સહાયતા એ સ્કૂલને ઘણી ઉપયોગી થઇ પડી. તે સુધારાના નિંદાખોર શત્રુઓની બિભત્સ નિંદાઓનો તબકો હતો, કે જ્યારે દરએક નવાં પણ સારાં ખાતાંમાં હમેશ બનતું આવ્યુંછે તેમ અલેકજાંદ્રા સ્કૂલ ચાલુ થયા પછી તેના માહેલા વહીવટ અને વેહવાર ઉપરથી તરેહવાર કલ્પિત બુદ્દાઓની બનાવટો કરીને અફવાનાં બાજારમાં એક ધકધકતી આગ સળગાવી મુકવામાં આવી હતી. જે બુરા અને જાહેલ ઝનુનીઓ સુધારાને વગોવવા અને સુધારાવાળાઓને તેમની મા બેટીઓ સાથ નિંદવાનો પાપી પેશાજ લઇ બેઠા હતા, તેવા ધંધાદારી નિંદાખોર પેટભરૂઓને ઉંધાડા પાડવાને આ "રાસ્ત ગોફતાર" પત્રે પોતાનાં શબ્દ બાણોથી કાંઇ બાકી રાખ્યું નહી, અને એ રીતે દેશી કન્યાઓની ઇંગ્રેજી કેળવણીનો અલેકજાંદ્રા સ્કૂલરૂપી અખાડો આ પત્રની મદદગાર બાહેધરી હેઠળ પુરેપુરો પાર પડયો.

### સ્ત્રીજાતીનાં ગુપ્તપણાંનો સવાલ.

સ્ત્રી કેળવણીની શરૂઆત પછી તુર્તજ તેની પુંઠે મંડળીમાં સ્ત્રીજાતીનો ઘટતો દરજ્જો પિછાણવાનો સવાલ તેનાં ખુદ્દતી પરિણામ સેજે ઉભો થયો. પોતાની સ્ત્રી જાતીને બગભગ પડદેનશીન રાખવાનું પારસીઓ પોતાની બીજી પડોશી કોમોથી શિખ્યા હતા. પણ તેવી પડદેનશીની પારસી જેવી સુધરવી કોમને છાજતી નહી હતી, અને અગત્ય કરીને કેળવણીના આશિરદાયક આબથી સ્ત્રી પંથનાં મગજની એતી કરીને તે કોમળ મગજોને ખુલ્લાં કીધાં પછી, તથા કેળવણીનાં નુરાંની અને તેજી કીરણોનાં જોરથી કોમની કોમળાંગીઓનાં મનનો અંધકાર નાબુદ કીધા પછી તેઓને પડદાબીબીઓની પેઠે ઘેરનાં છાં ખુણામાં સબડતી નાખી મેળવાનું ઘણું નારવા થઇ પડયું હતું. એટલા માટે આપણી આબળાજાતીને મંડળીના ખુલ્લાં મેદાનમાં બાહાર લાવવા તથા પુરૂષોની મિજલશમાં આમેજ કરવાનો સવાલ "રાસ્ત ગોફતાર" ની જીંદગીના પેહલાજ દાયકાના જુના જમાનામાં ઉભો થયો, અને તે સવાલ આ પત્રે તુર્તજ પોતાનાં સરેસ્તાનાં જોશ અને છટાથી ઉઠાવી લીધો હતો.

આ તકરારને એક આડકત્રો ટેકો એમ મળ્યો હતો કે "ચિત્રગ્નાન દર્પણ" પત્રના ચાલાક અધિપતિ મરહુમ મી૰ બેહરામજી ખરશેદજી ગાંધીની કલમથી "સ્ત્રીઓને મરદોની મિજલશમાં આમેજ કરવાના ફાયદા" એવે નામના એક નિબંધનું ચોપાન્યું બાહાર પડયું હતું, તે બાહાર પડયા પછી આ અગત્યના સવાલની તકરારે પારસી પત્રોમાં, અને મંડળોમાં કાંઇ અજાયબ જોશ પકડયું હતું. તે સઘળાં જોશમાં "રાસ્ત ગોફતાર" મુખ્ય ભાગીદાર હતું. સ્ત્રીઓને પુરૂષોની મિજલશમાં પેહલવેહલાં બાહાર લાવવાનો ઘટતો અંદાજો અને કાયદો રાખવાની જરૂર આ પત્રે ના પાડી નહી હતી. એવી બેઅંદાજ છુટના એકાદ બે બનેલા દાખલાની નાલેશી તે વખત ઉપર

વુર્તનીજ તાજી હતી અને તેથી "રાસ્ત ગોફતાર" પોતાની સઘળી ચર્ચા સચેત સાહુચેતીથી ચલાવતાંબી આપણી સ્ત્રીઓને તેમનાં ઘરોમાં ગોંધી રાખવાને બદલે મંડળીમાં બાહાર કાહાડવાના ફાયદાઓ ઘણી અસરકારક રીતે બતાવી આપ્યા હતા. આપણી કન્યાશાળાઓના વાર્ષિક ઇનામના મેળાવડાઓમાં વટીક ફિપ્પતી બાળાઓના બાપોજ માત્ર હાજર થતા હતા અને બાનુઓને નોતરવામાં આવતી નહી હતી. પણ આવા મેળાવડાઓમાં સ્ત્રીઓની હાજરીની અવશ્ય જરૂરિયાત "રાસ્ત ગોફતારે" બતાવવી ચાલુ ને ચાલુજ રાખ્યા પછી એક વખત મરહુમ શેઠ બેહરામજી જીજીભાઇના તારદેવના બંગલામાં તથા બીજી વખત વાલ-કેશ્વરના પીટિટ હાલમાં જરતોશ્તી છોકરીઓની નિશાળ મંડળી તરફના મેળાવડામાં પારસી બાનુઓને નોત્રાં થયાં, ત્યારે વળી "રાસ્ત ગોફતારે" એક બીજી બાડત ઉભી કીધી, અને તે એ કે ઉપલી મિજલસોમાં શેઠિયાઓને પોતાને ઘરનાં બાનુઓ હાજર થવાને બદલે આજુબાજુના ઓરડાઓમાં બારણાં ઢાંકીને ભરાઇ બેસી વિનિશ્વનોમાંથી ચોમાઇને આવતાં જતાં બૈરાંને જોતાં અને ટીકા ચલાવતા હતાં. આ દેખાવ ઉંઘાડો પાડતાં "રાસ્ત ગોફતારે" એક નવો સવાલ એ ઉઠાવ્યો કે સરકારી મેહલમાં નાચ ("બાલ") ની મિજલસમાં નોત્રાં મેળવવાને શેઠિયાઓ મોટું માન સમજેછે, પણ જે મિજલસોમાં બીજાઓ પોતાનાં બૈરાં લઇને જાય તે મિજલસમાં એવા એકલા આવનારા શેઠિયાઓને નોત્રાં થવાં નહી જોઇયે. અંતે એમજ થયું. ગવરનર સર જેમ્સ ફરગ્યુસનના વખતમાં "ગવરમેંટ હાઉસ" ના "બાલો" માં બાનુઓને લઇ જનારા સુધારાવાળા સાહેબોને નોત્રાં થયાં, પણ એકલા આવનારા શેઠિયા સાહેબોનાં નોત્રાં બંધ થયાં.

એ સઘળી ચર્ચાનું સેવટ પણ સાચા સુધારાની અને સાચા સુધારાના આ સાચા હિમાયતીની એવી માનભરેલી ફતેહમાં આવ્યું કે તે પછી થોડાજ મહીનામાં ચોકસ સુધારાવાળા સાહેબોએ પોતાની સ્ત્રીઓને મંડળીમાં બાહાર લાવવાનો દાખલો આપ્યા પછી, તે દાખલાની અસર આખી કોમના લોકોમાં ફેલાઇ ગઇ અને પછી થોડાં વર્ષમાં એવી વખત આવી લાગ્યો કે જ્યારે પારસી બાનુઓની હાજરી વગરની એક પણ મિજલસ રહી નહી. પારસી બાનુઓની સાથે હિંદુ બાનુઓને પણ આ સુધારાનો શુભ પવન લાગ્યો અને હિંદુ સ્ત્રીઓની પડદેપોશ સ્થિતિનો પણ આજ સુધીમાં ઘણો અંત આવી ગયેલોછે.

**રાહનુમાય માજદયસનાન સભા સંબંધી ચર્ચા.**

પારસીઓની ધર્મ સંબંધી હાલતમાં સુધારાની રાહનુમાઇ કરવાના પવિત્ર હેતુથી સને ૧૮૫૧ માં આ સભાની પેહલવેહલી સ્થાપના થઇ. એ સભા બરાબર "રાસ્ત ગોફતાર" ની સાથે એકજ વર્ષમાં એ પત્રની સેજ અગાઉથી ઉભી થઇ એટલુંજ નહી પણ એ સભાના જન્મ આપનારા પણ "રાસ્ત ગોફતાર" નાજ જનક પિતાઓ હતા, એટલે એ છાપો અને એ સભા બેહુની હૈયાતી તથા ઉધરભાવ પણ એકેકની સાથેજ ચાલુ રહ્યો તે એ બંને વચે અતલગનો અને ઘાડો સંબંધ બંધાવાનું કારણ થઇ પડયું. જોકે આ સભા મુળમાં તો પારસી કોમમાં દાખલ થયલી જુદદીનવાળાઓની રાહરસમો તથા તેમની પાછલ થતા અણઘટતા અને બેજા ખરચો તજી દેવાની રાહનુમાઇ કરવાને ઉભી થઇ હતી, અને જોકે તે ભૂલભરેલી તથા જુદદીનોની રાહરસમોનું અઘટિતપણું એટલું તો ઉંઘાડું ને ખુલ્લું હતું કે આગળી પારસીની પંચાયતના અકાબર સાહેબોએ પોતે તે રાહરસમો તથા તેમને લગતા ખર્ચો બંધ પાડવાના કાયદા કાનુનો ઘડયા હતા, તોપણ આ સભા "રાસ્ત ગોફતાર" ના સુધારાવાળાઓએ ઉભી કીધી એટલુંજ તે સભાની સામે અને સુધારાવાળાઓ સામે તુફાનનું એક મોટું વાદળ તોડી પાડવાને બસ હતું. હિંદુઓની હોળી અને મુસલમાનોનાં તાબુતની પારસીઓ પુંજા અને માનતા કરે એ હીણપસ્તીભરેલા દેખાવોનો અટકાવ કરવાને પારસી પંચાયતના અકાબર સાહેબોએ પોતેજ એક વાર મનાઇ અને રાહનુમાઇ કરેલી, પણ એજ ફરજ જ્યારે વધારે નિયમિતપણે બજાવવાને રાહનુમાય સભા ઉભી થઇ ત્યારે તેના સુધારાવાળા જુવાનો સામે શેઠિયા વર્ગોમાં અને તેમના ડાહ્યા પાંખરાંઓમાં મોટી આગનો આતશ સળગી ઉઠયો. વળી જરણ, પરણ અને મરણ સરખા જીંદગીના ત્રણ અગત્યના બનાવો વેળા પારસીઓ જે અતિ ઘણા અઘટિત અને બેજા ખર્ચોમાં અટવાઇ મરતા હતા, તે ખર્ચોમાં ખુહાર થતા તેમને અટકાવવા માટે પારસી પંચાયતના અકાબર સાહેબોએ પોતે આગળા કાળમાં થોડું કીધું નહી હતું, અને તે વખતે પારસી ફીરકાનું કશું જોશ ઉસ્કેરાયું નહી હતું, પણ રાહનુમાય સભાએ તે ખર્ચો સામે લડાઇનો ઝુંડો ઉઠાવ્યો અને તે ઝુંડાને "રાસ્ત ગોફતારે" પોતાનો જોશભર ટેકો આપ્યો, એટલે આખી કોમના અસલી વિચારવાળા સાહેબોમાં એકાએક વિરૂધનું જોશ જાગૃત થઇ નિકળ્યું. તેઓ સભાનાં કામ સામે ખોટા વેહમ અને બે વિશ્વાસ બતાવવા પડયા.

એમ કરતાં જ્યારે ધર્મ સંબંધી જરૂરની ક્રિયાઓને બાહને પારસીઓમાં દાખલ થયલા ખોટા વેહમો અને ખોટારાંઓનું સભાએ ખંડણ કરવા માડયું, ત્યારે તો ઉપલું જાહેર જોશ ફેસાદ અને બખેડાની હદ સુધી વધી ગયું. ફરવરદેગાનના દિવસો ઉપર રવાનોની યાદને લગતાં ક્રિયાકામો જે મુકતાત અથવા ડોસલાંના દાહડાને નામે જાણીતાં હતાં, તેમનાં ખોટારાંઓ સામેની રાહનુમાય સભાની બોલાવેલી મિજલસોમાં બનુની મોબેદો એટલું તુફાન કરવા લાગ્યા હતા કે પોલીસની મદદ વટીક લેવી પડી હતી. અને એ સઘળાં જોશ વચે રાહનુમાય સભા ઉપર તાણાજણી અને

તારીમારીનું આથી પડેલું તુફાન ઘણે દરજ્જે આ "રાસ્ત ગોફ્તાર" પત્રને પણ ખમવું પડ્યું હતું. રાહનુમાય સભા અને સભાવાળાઓનો બચાવ કરતાં આ પત્રને ઘણીક ગાળગલોચી સાંભળવી પડી હતી. રાહનુમાય માજદયસ્નાન સભાની સામે શેઠિયાઓ અને અંધારીઆઓએ મળીને "રાહે રાસ્તનુમાય જરતોસ્તિયાન" નામની એક બીજી સભા ઉભી કીધી હતી, તથા જેમ જેમ રાહનુમાય સભાનાં હસ્તપત્રો, નિબંધો અને ચોપાનીઆંઓ બાહાર પડતાં જાય તેમ તેમ રાહે રાસ્તનુમાય સભાવાળાઓએ ખર્ચ કરવાના વધારે રંગપર ચહડીને વધારે જોશભર જવાબો દેનારા નિબંધો અને ચોપાનીઆંઓ બાહાર પાડવાથી તે જુના જમાનામાં અરસપરસ છાપાછાપીનો ગરમાગરમ મારો ઘણો વધી પડયો. પણ તે સઘળી તકરારનું સેવટ શું આવ્યું? તે સઘળું જોશ થોડાજ મહીનામાં ખપી જઈને ખાલી થયું—રાહે રાસ્તનુમાય સભા પોતે કબરવાસી થઈ, તે સભાના મદદગાર છાપાઓ પણ કબરવાશી થઈ સેવટના નિંદમાં સુતાં, અને આજે જે વેહમભરેલી રાહરસમો રાહનુમાય સભા તથા "રાસ્ત ગોફ્તાર" રદ કરાવવા માગતાં હતાં તે રાહરસમો રદ બાતલ પોતાની મેળેજ અને વખતના ફેરેજ થઈ. આજે ઘણાંક પારસી ઘેરોમાંથી ઓટલા, ઉઠમણાં તથા પાથરણાઓ રાખવાનો રેવાજ નિકળી ગયોછે, આજે ઘણાં પારસી કુટુંબોમાંથી ડોસલાંના દાહડાઓમાં "ડોસલાં" નામનો એક બુતપરસ્ત આકાર કરવાનો બંધ પડયોછે, આજે લગ્નના મોટા મોટા જમનવરાજ નહી પણ ચેહારમ, દસમા, માસીસો, છમસી અને વર્ષીનાં ખાણાપીણા પણ તદન બંધ પડયાછે, અને આજની છેલ્લી ઘડી સુધી પાક પરવરદેગારની રેહમથી રાહનુમાય સભા જેવી ને તેવી જાહોજલાલીથી જરતોસ્તી સિફાની આબાદી જાળવતી જીવતી રહીછે, તેની સાથ સભાનું હિમાયતી "રાસ્ત ગોફ્તાર" પત્ર પણ જીવતું રહ્યું છે. રાહનુમાય સભાએ આજે થોડાજ દાહડા ઉપર પોતાની પચાસ વર્ષની જ્યુબિલીનો આનંદોત્સવ પાળ્યોછે અને આજે "રાસ્ત ગોફ્તાર" પણ પોતાની પચાસ વર્ષની જ્યુબિલીનો આનંદોત્સવ પાળેછે.

## પારસી પંચાયતની પડતીનો સવાલ.

"રાસ્ત ગોફ્તાર" ને ઉભું કરવાના હેતુ અને મકસદનો, ઉપર જે હેવાલ આપ્યોછે તથા ઉપર એ પત્રનું જે કિસમનું બંધારણ દેખાડયુંછે, તેનો અભ્યાસ કરનાર વિચારવંત વાંચનાર જુની પારસી પંચાયતની સામેની "રાસ્ત ગોફ્તાર" ની લડતોને સમજી શકશે. આપખુદી અને બેદાદી ચલાવનારા શેઠિયા વર્ગનો દોર તોડી નાખવાને વગવાળા માલિક મંડળની કુમક ઉપર જાહેર લખાણો ચલાવતી વેળા તે લખાણોની અસર પારસી પંચાયત જેવાં એક નબળાં અને લુલાં લંગડાં ખાતાને લાગવી જોઈયે, અને તે પડી ભાગતાં ખાતાંનું ભાગી પડવું "રાસ્ત ગોફ્તાર" ની જાહેર સેવાઓમાં મુખ્ય દરજ્જો ભોગવેછે. પારસીઓની કુટુંબ સંસારી બાબતોમાં વચ્ચે પડવાનો પારસી પંચાયત હક અને સત્તા ચલાવતી હતી, પણ તે પંચાયત કોઈબી રીતે કાબુવાળી કે કુવતમંદ નહી હતી. પેહલાં તો તે પંચાયતનું બંધારણ ખામી ભરેલું હતું. લાયકી કે નાલાયકી તપાસ્યા વગર શેઠિયા બાપનો દીકરો બાપની જગ્યાએ પંચાયતનો અકાબર થઈ બેસે એવો તે પંચાયતના મેમબરોનો દાવો હતો, જેથી પંચાયતની સાહેબી ઉપર કેટલાક પૈસાના ખાઈ બદેલા પણ બીજી કશી લાયકાત વગરના માલેતુજાર સાહેબજાદાઓ પંચાયતની પદવી લઈ બેઠા હતા, અને તેથી તેઓ કોમના લોકો ઉપર તરેહવાર આપખુદી ભરેલો દોર ચલાવતા હતા. તેઓ માલદારોને માટે એક અને ગરીબોને માટે બીજો એમ બે જાતનો ઇનસાફ ચલાવતા હતા. એક ગરીબ માણસ જીવતી પર બીજી બાયડી પરણે તો પંચાયત તેને ન્યાતબાહાર મેળવાની શિક્ષા કરતી, અને એક પૈસાવાળાના એજ જબૂન અપરાધ ઉપર પંચાયત આખાડા કરી જતી હતી. પંચાયતના એવા પક્ષપાતી ઇનસાફના એકથી વધારે દાખલા અજવાળામાં આવ્યા હતા, તેથી પંચાયતના ઇનસાફ સામે મોટી ફરિયાદનો શોહર "રાસ્ત ગોફ્તારે" ઉઠાવી મેલ્યો. આ શોહર પેહલાં શરૂ કરનાર મરહુમ શેઠ ફરામજી કાવસજી



મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજી.

સરખા માનવંત અકાબર સાહેબ પોતેજ હતા. પારસી પંચાયતના આપખુદ ઇનસાફ તથા જુલમી દોર સામે અને તવંગર તથા ગરીબ વચેના ઇનસાફના તફાવત સામે એ મરહુમ માનવંત અને સ્વતંત્ર શેઠે સને ૧૮૩૬ માં એક શખ્ત "પ્રોટેસ્ટ" નો પત્ર પંચાયતના શેઠિયાઓ ઉપર લખી મોકલ્યો હતો. તે ફરિયાદ શેઠ ફરામજી કાવસજીની પછી મરહુમ શેઠ માણેકજી ખરશેદજી શરાફે ઉઠાવી લીધી.

આ શેઠના બાપ મરહુમ શેઠ ખરશેદજી માણેકજી શરાફ પોતે એક પંચાયતના અધિકારી હોવાથી શેઠ માણેકજી જે કાંઇ કેહ તે વજન અને વિશ્વાસને લાયકનું હતું. તેવણે વધારે અગત્યનું પગલું એ ભર્યું કે તેવણે એ ફરિયાદ ઇંગ્રેજી પત્રોમાં આગળ વધારી. શિક્ષિત વર્ગના સાહેબો ઇંગ્રેજોમાં વહાલા થવા અને ઇંગ્રેજોમાં પોતાને માટે ઉંચું મત અને સારૂં માન વધારવાને ઘણા આંતી હતા, તેઓની સાથે શેઠ માણેકજી ખરશેદજીએ ઇંગ્રેજી પત્રોમાં બાહાર પડવાથી "Mr. in the Corner" એવી સહીના એમનાં ફ્રામતા લખાંણોથી પારસી પંચાયતના ટ્રસ્ટીઓને ઇંગ્રેજોમાં ઘણી ખેજાલત લાગી તથા તેમના વગ અને વજર ઘણાં ઘટી ગયા. એ પછી પારસી પંચાયત સામના પોકારને વધારવા આ "રાસ્ત" પત્ર નિકળી આવ્યું. સ્વતંત્રતાથી ભમતા આંતેના પારસીઓને પરતંત્ર સ્થિતિમાંથી છોડવીને સ્વતંત્ર બનાવવાના જમાના "રાસ્ત ગોફતાર" ના જન્મથીજ શરૂ થયો, તેવા જમાનામાં અંદર ઇનસાફ કરનારી એક આપખુદ પંચાયત પારસીઓની સુધરતી સ્થિતિને અનુસરતી નહી ગણાઇ. પોતાના ઇનસાફનું કામ એવી એક પક્ષપાત પંચાયતના હાથમાં મુકવાના કરતાં તો ઇંગ્રેજી કોર્ટોના ઇનસાફ ઉપર પારસીઓ વધારે વિશ્વાસ રાખવા લાગ્યા. અને તેટલામાં પારસીઓના ખાસ ધારા પસાર થવાથી તેમના સંસારી મુકદમાઓનો ફેસલો ઇંગ્રેજી અને પારસી એક ભેગી કોર્ટ ("પારસી માત્રિમોન્યલ કોર્ટ") ને હસ્તક કીધાથી પારસી પંચાયત ઉપર સેવટનો ફટકો આવી પડયો, અને તેનું મરણ થયું.

આ તપાસ ઉપરથી આપણ પારસીઓના ખાસ ધારાને લગતા મહાભારત સવાલની જીકર ઉપર આવીયે છીયે.

## પારસી ધારાનો સવાલ.

પારસીઓને માટે વારસા હિસ્સાના તથા લગ્ન અને તલાકના ખાસ ધારા સરકારે બાંધી આપ્યાછે અને તેજ ધારાનો આજના પારસી સંસાર વેહવાર ઉપર અમલ ચાલેછે. એ ખાસ ધારા બાંધી મંગાવવાની હીલચાલનું માન પણ ઘણે દરજ્જે "રાસ્ત ગોફતારે" તથા તેના આગળા માલેકો અને લખનારાઓએ મેળવ્યુ છે. પણ એ હીલચાલ પેહલી ઉભી કરવાનાં એકલાં માન ઉપર તેનો હક નથી. એ માનથી ઉપર કહેલા મરહુમ મી૦ બેહરામજી ખરશેદજી ગાંધીને ઘટેછે, કે જેવણે પારસીઓને માટે ખાસ ધારા બાંધી મંગાવવાની જરૂરિયાત વિષે એક અગત્યનું જાહેર ભાષણ આપ્યા પછી એ વિષેની ચર્ચા ઉભી થઇ હતી. તે ચર્ચાનું ફળ પારસીઓને માટે ખાસ ધારા બાંધી મંગાવનારી મોટી અને વગવાળીસભાની સન ૧૮૫૫ માં સ્થાપના થવામાં આવ્યું, કે જે સભાના ભેગા સેક્રેટરીઓનો ઓધો મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી સી. આઇ. ઇ. અને મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી બંગાली સી. આઇ. ઇ. સરખા "રાસ્ત ગોફતાર" ના માનવંત માલેકો અને લખનારાઓને સોંપવામાં આવ્યો. એ ઓધો તે બેહુ સાહેબોએ સભાની ૧૮૫૫ ની પેહલી સ્થાપનાથી તે તે સભાના સન ૧૮૬૯ ના અંતના વર્ષવેર ચાલુ રાખ્યો; અને તે સભાનો ઘડેલો ધારાનો ખરડો સરકારમાં ગયો તથા સરકારે તે વિષે તપાસ ચલાવવાને મરહુમ નામદાર જડજ સર જોસફ આર્નોલ્ડનાં પ્રમુખપણાં તળે "પારસી લા કમિશન" સ્થાપ્યું તથા તે કમિશનના રિપોર્ટ સહિત ધારાનો ખરડો મુંબઇની સરકાર ઉપર રવાના થયો તથા મુંબઇની સરકારે તે ખરડો પસાર



મરહુમ શેઠ માણેકજી ખરશેદજી શરાફ.

કરવાની પોતાની ભલામણ સાથે હિંદુસ્તાનની વડી સરકાર ઉપર મોકલાવી આપ્યો તથા વડી સરકારે કલકત્તાની લેજીસ્લેટિવ કાઉન્સીલમાં તે ધારાનો ખરડો દાખલ કીધા પછી તે મોટી રાજસભામાં પારસી ધારાની તરફેણ અને વિરૂધમાં મોટી મોટી તકરારો ચાલી, તથા સેવટે સન ૧૮૬૫ માં તે ખરડો પારસીઓના ખાસ ધારા તરીકે પસાર થયો ત્યાંસુધી એ ધારા પસાર કરવાના ઉપલા દરએક તબકામાં તેના એ મરહુમ માનવંત જોડિયા સેક્રેટરીઓનો ઉદ્યોગી અને ખંતી હાથ જારી રહ્યો હતો. પારસી ધારા પસાર કરાવવાની તેઓની તે સઘળી ક્રેમતોમાં આ "રાસ્ત ગોફતાર" પત્રની દિલભરી અને મદદ જારી હતી. એ ધારા પસાર કરાવવાની ક્રેમતોને દરમ્યાન વળી નવી જોશભરી ઝુંકરો ઉભી થઇ હતી અને તે ઝુંકરોમાં "રાસ્ત ગોફતારે" આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તેની હકીકત આપણ ટુકમાં તપાસીયે તો નીચે મુજબ હતી.

### વારસા ઉપર દીકરીઓના હકનો સવાલ.

આ સવાલ પારસીઓને માટે ધારા બાંધી મંગાવનારી સભાની બેઠકોમાંજ જોશથી ચર્ચાયો હતો. તે સભાના બંધારણમાંજ સુધારાવાળા અને અગલી વિચારવાળા સાહેબો એવી બે પક્ષ પેહલાંથીજ થઇ હતી. અગલી વિચારવાળા સાહેબો પારસી કોમના જુની ભાગને મળતા હતા, કે જે ભાગ અસલથીજ સ્ત્રીજાતીનાં છુટાપણાંની સામે હતો. પુરૂષના સરખા સ્ત્રીના કોઇ પણ હક તેઓ ના પાડતા હતા. માટે બેવસીયત ગુજરી જનાર એક પારસીના વારસા ઉપર દીકરા અને દીકરીનો કેટલો હક પિછાણવો તે સવાલ જ્યારે પારસીઓની આ ધારા સભામાં ઉભો થયો ત્યારે જુના અને નવા વિચારવાળા સાહેબો વચ્ચે મોટા મતફેર ચાલ્યો. પેહલાઓ દીકરીની જાતને વારસાના હક ઉપરથી લગભગ બાતલ કરવા માગતા હતા, અને પાછલાઓ દીકરા અને દીકરીનો એકસરખો હક પિછાણવા માગતા હતા. આ તકરાર વચ્ચે અબળાજાતીના વાજબી હકોના સવાલ ઉપર જબરી જુંબેશ ઉઠી હતી, અને તે જુંબેશનો મુખ્ય ઝુંડો ઉઠાવનાર "રાસ્ત ગોફતાર" અને તેના સુધારા પક્ષવાળા મજકુર મદદગાર મુરબ્બીઓ હતા. અંતે એ તકરારનું સેવટ બેહુ પક્ષોની સમજુતીથી એક તોર શોધી કાહાડવામાં આવ્યું, અને તે એ કે વારસા હિસ્સા ઉપર દીકરીનો હક દીકરાના જેટલો નહી પણ દીકરા કરતાં અડધો—દીકરાને જો ૦॥ મળે તો દીકરીને ૦। મળે એવો—રાખવો. આ તોર સભાએ બાહાલ રાખ્યો અને તેથી ધારાના ખરડામાં એક બેવસીયત ગુજરી જનાર પારસીનાં ફરજંદો વચ્ચે ફાળા પાડવાની એવી રીત ઠરાવી કે મરનારની વીધવાને તથા દીકરાઓને ૦॥ અને દીકરીને ૦। ભાગ મળે. એ ગોઠવણ પારસીઓના વારસા હિસ્સાને લગતા ખાસ ધારામાં આજ સુધી જારી રહીછે.

### બાળ લગ્નોનો સવાલ.

પારસીઓના લગ્ન તલાકને લગતા ખાસ ધારાનો ખરડો જે ઉપલીજ સભા હસ્તક ઘડવામાં આવ્યો હતો, તેમાં મોટી ચર્ચાની એક બીજી બાબત બાળ લગ્નોને ધારાથી અટકાવવાં કે નહી તે વિષેની હતી. પારસીઓમાં બચગીની વયનાં લગ્નો તે વખત ઉપર ઘણાં સાધારણ હતાં. માબાપો પોતાનાં બચ્ચાંને તેમનાં નાનપણથીજ પરણાવી દેવાની ફરજ બજાવવામાં પોતાની ફરાગતી અને પોતાનું સુખ સમજતાં હતાં. પણ એ લગ્નો સામે "રાસ્ત ગોફતારે" પોતાની શરૂઆતથીજ કલમ ચલાવીને બાળ લગ્નોના ગેરફાયદા અને ખરાબીઓ ચિતારવાને પુષ્કળ કીધું હતું. પારસી લગ્નોને માટે ખાસ ધારાનો ખરડો ઘડતી વેળા એ સવાલ પારસી ધારાસભા આગળ પોતાની મેળે રજુ થયો અને તેમાં ઘણીક જોશભરી ઝુંકર ઉઠી રહી. આ ઝુંકર ઉઠાવનારાઓમાં મુખ્ય મરહુમ મી૦ માણેકજી ખરશેદજી હતા, જેવણ જોકે પારસી ધારા સભાના સભાસદ નહી હતા, પણ કાગળો લખીને તેવણે એ ચર્ચા છેક પારસી લા કમિશન સુધી, અને છેલ્લે લેજીસ્લેટિવ કાઉન્સિલ સુધી વધારી હતી. તે સઘળી ચર્ચાનું સેવટ એ આવ્યું કે પારસી ધારા સભાએ પોતાના ખરડામાં જે બંદોબસ્ત દાખલ કીધો હતો, તેજ બંદોબસ્ત સેવટે પસાર થયો. તે બંદોબસ્ત એજ કે બાળ લગ્નોનો ધારાથી અટકાવ થઇ શકે નહી. કેમકે પારસી ધારા બાંધતી વેળા પારસીઓમાં બાળ લગ્નોનો રેવાજ ચાલતો હતો અને આ ધારાની મતલબ પારસીઓના ચાલુ રેવાજને અનુસરીને કાયદા બાંધવાની હતી, માટે ચાલુ રેવાજને માન આપીને બાળ લગ્નોનો ધારાથી ખાસ અટકાવ કરવાને પેહલાં તો પારસી ધારા સભાએજ ના પાડયું અને તેજ સમજુતી મરહુમ મી૦ માણેકજી ખરશેદજીની લેખિત લડતો છતાં "પારસી લા કમિશને" અને લેજીસ્લેટિવ કાઉન્સિલે પણ બાહાલ રાખી. તોપણ છેલ્લી ઘડીએ લેજીસ્લેટિવ કાઉન્સિલમાં મુંબઇવાળા મેમબર આનરેબલ સર સ્કિન એન્ડરસન, જેણે આ ધારો પસાર કરવાનું કામ પોતાને સ્વાધીન લીધું હતું, તે નામદારે છેલ્લી ઘડીએ બાળ લગ્નો બંધ પાડવા માગનારા સુધારાવાળાઓ પણ રાજી રેહે એવો એક તોર શોધી કાહાડયો, અને તે એ કે એક પરણેલાં જોડાંમાં પુરૂષની ૧૬ તથા સ્ત્રીની ૧૪ વર્ષની ઉમરની અંદર ફરિયાદ માંડે તો તેની રાવરાની કોર્ટ સાંભળી શકે નહી. ધારાની આ કલમ બાળ લગ્નો ઉપર એક આડકતો અટકાવ તરીકે ગણાવા લાગી અને એવા પારસી ધારા પસાર થતાંની વાર પારસીઓમાંથી બાળલગ્નોનો જંગલી રેવાજ તત્કાળજ બંધ પડી ગયો. એ "રાસ્ત ગોફતાર" ના હિમાયત કરેલા સુધારાઓની એક મોટી જીત થઇ પડીછે.

### જુદદીનવાળાઓ સાથનાં લગ્નોનો સવાલ.

બીજો જોશથી ચર્ચાતો એક સવાલ, જે પારસીઓના ધારા બાંધતી વખતે ધારા સભામાંથીજ ઉભો થયો, તે એ હતો કે જરતોસ્તીઓને જુદદીનવાળા સાથ લગ્ન કરતાં ધારાથી અટકાવવા જોઇયે કે નહી? આ તકરારમાં "રાસ્ત ગોફતાર" ની હાલત ઘણી બારીક થઇ પડી હતી. સુધારા પક્ષના લખનારાઓએ, અને તેઓમાં મરહુમ મી૦ કરસણદાસ મુળજીએ પણ પારસીઓનાં પરજાત સાથનાં લગ્નો તરફ પસંદગી બતાવી હતી અને હિમાયતો કીધી હતી. પણ પારસી ધારા સભામાં આ "રાસ્ત" પત્રના મુખ્ય મુરબ્બીઓ પોતેજ જુદદીન સાથનાં લગ્નોનો ધારાથી અટકાવ કરવાની કલમો પસાર કરી ઉઠયા હતા, તેઓના વિચારની કેટલેક દરજ્જે વિરૂધ જઇને તથા જુદદીનવાળાઓ સાથ જરતોસ્તી

પરણનારાઓને અટકાવવાની સામે વિચાર આપીને "રાસ્ત ગોફતારે" સુધારા પક્ષ સાથનું પોતાનું મળતાપણું બતાવી આપ્યું હતું. અલબતાં મી૦ કરસનદાસ મુળજીની પેઠે "રાસ્ત ગોફતારે" કાંઇ જુદદીનવાળાઓ સાથ જરતોશ્તીઓને પરણવાની છુટ મુકવા માગી નહી હતી, અથવા એવાં લગ્નોની કાંઇ હિમાયત યા ભલામણ કીધી નહી હતી. જુદદીનવાળાઓ સાથ પારસીઓના પરણવા તરફ "રાસ્ત ગોફતારે" ખુલી નાપસંદગી બતાવીને તેવાં લગ્નોની છુટ મુકવાને ના પાડી હતી, પણ તેની તકરાર એટલીજ હતી કે સઘળા જોખમો વિષે પોતાની આંખ્યો ઉઘાડી રાખીને એક જરતોશ્તી જુદદીનવાળા સાથ પરણે તો એવાં લગ્નોનો ધારાથી અટકાવ થઇ શકે નહી. આ ચર્ચા આરસપરસ ઘણાં જોશથી ચાલી હતી, અને તેનું સેવટ પણ સુધારાની પક્ષની માગણી પ્રમાણેનું આવ્યું નહી હતું. એ વિષે પારસી લા કમિશને અને સરકારની કાઉન્સિલે પારસી ધારા સભાની ઘડેલી કલમો પસાર કીધી, અને જુદદીનવાળાઓ સાથનાં લગ્નોનો પારસીઓના ખાસ ધારાથી અટકાવ કરેલોછે એવી સમજુતી આજસુધી માન્યામાં આવેછે.

### લગનના ખર્ચોની ફિશ્યારીઓનો સવાલ.

પોતાનાં ફરજંદોનાં લગ્ન ઉપર ફિશ્યારીખોરા મોટા ખર્ચોમાં પારસીઓ પૈસા ટકાની બરબાદી કરેછે. માતબર શેઠિયાઓ આ ફિશ્યારીઓનો ગરીબોને દાખલો બેસાડેછે, જે દાખલાની નકલ કરીને ગરીબો દેખાદેખીથી તેવા ખર્ચો કરીને ખુહાર થઇ જાયછે. તે બદીને તોડવાની "રાસ્ત ગોફતારે" પોતાનાં પેહલાંજ વર્ષોથી કમર બાંધી હતી. પણ સન ૧૮૭૨ માં એ લડતનો આ પત્રે એક ખાસ દાખલો પકડયો હતો. મરહુમ શેઠ બેહરામજી જીજીભાઇનાં કુટુંબમાં એક લગ્ન સમારંભ ઉપર તેવણના તારદેવના સુંદર બંગલામાં ભારી ધામધૂમો કેટલાક દિવસો સુધી ચાલુ રહી. આવી ધામધૂમોના ફિશ્યારીના ખર્ચો સામે "રાસ્ત ગોફતારે" મજબૂત કમર તંગ કરીને ખાસ વિષયમાળા એટલાં તો જોશથી લખવાની ચાલુ રાખી કે લાગતા વળગતા સાહેબોનાં તેથી ઘણાં દિલ દુખાયાં અને આ પત્ર તેઓની મોટી ખફગીમાં આવી પડયું. પણ તે સઘળી લડત આ પત્રે કેવાં જોશથી ચલાવી હતી તેને માટે આ એકજ સિદ્ધાંત બસ થશે કે ઠાળા ખર્ચોની ખોટી વડાઇનાં માઠાં પરિણામો વિષે નીતિના સબકો અને શિખામણના ટોચકા ચુંટી ચુંટીને લખવા માટે "રાસ્ત ગોફતાર" ના અધિપતિએ પોતાની પાસે એક નાનું સરખું પુસ્તકખાનું તૈયાર રાખ્યું હતું, અને ફિશ્યારીના ખર્ચો સામે નામાંકિત કવિઓ તથા ગ્રંથ કર્તાઓનાં ટાળવી કાહડેલાં લખાણોનો એક મોટો સંગ્રહ સન ૧૮૭૨ ના માર્ચ મહીનાના અંકોમાં સમાવ્યો હતો.

આજે પારસીઓમાંથી લગ્નની ફિશ્યારીઓના ખર્ચો ઘણા ઘટી ગયાછે, અને જોકે નવજોત તથા બીજા પ્રસંગો ઉપર ખાણાપીણાંના ખર્ચો આગળ કરતાં વધ્યાછે, તોપણ લગ્ન સમારંભ ઉપર આગળ જે જે ખર્ચોની ખુહારી થતી હતી, તે આજે ઘણી નિકળી ગઇછે—એનું માન "રાસ્ત ગોફતાર" ને ખાતે જમે કરી શકાશે. પારસી ધારા પસાર થવા પછી બાળલગ્નો બંધ થવાથી આ ખર્ચો પોતાની મેળે બંધ પડયા હશે, પણ ગમે તે કારણથી એ થયું હોય, તોપણ જે કાંઇ થયુંછે તે શુભજ થયુંછે એ સર્વ કોઇ કબૂલ કરશે.

### સુરતના મોદીજીના હકનો સવાલ.

આ પણ એક જોશભરેલી જીકર પારસી ધારાના પેહલા જમાનાથી જાગૃત થઇ તે ઘણાં વર્ષ સુધી જારી રહી હતી. પારસી સંસારી મુકદમાઓના ચુકાદા કરવાની સત્તા જેમ અસલી અને આપખુદ પારસી પંચાયતના હાથમાંથી કાહડી લઇને તે સત્તા ઇંગ્રેજી અદાલત અને ચુંટી કાહડેલા પારસી ડેલિગેટોના હાથ મધે મુકવામાં આવી, તેમજ સુરતના મોદીજી પોતાના અસલી પુર્વજોના વખતથી પારસી સંસારી મુકદમાઓ ઉપર "દાવર" હરીકેનો પોતાનો હક પોતાના બાપદાદાઓથી પોતાને વારસામાં ઉતરી આવેલો જણાવી પારસીઓના ખાસ ધારામાં પોતાનો ઓધો ઉતરી આવેલો "દાવરી" ઉપરનો દાવો ઉઠાવી નિકળ્યા હતા. પારસીઓ સરખી એક સુધરતી અને ઉધરતી કોમ ઉપર એક આપખુદ દાવરનો વંશપરમપરા હક ટોળાને ગેરફાયદો કરનારો ધારીને "રાસ્ત ગોફતાર" પત્રે તેની સામે જબરદસ્ત જુંબેશ ઉઠાવી અને કલમનાં બળથી એવાં કડક (ને સાધારણ બોલીમાં બોલીયે તો એવાં "કકડધસ") લખાણો તેમાં વળી ઇંગ્રેજીમાં ચલાવ્યાં, કે જે લખાણોમાં મરહુમ શેઠ નવરોજજી ફરદુનજીની આકળી અને કડુ કલમ જગ જાહેર થઇ ગઇ. આ જોશભરી જીકરીમાં પણ "રાસ્ત ગોફતાર" ની સુધારા પક્ષની તુર્તવેળા ફતેહ થઇ, કેમકે "પારસી લા કમિશન," જેમાં સુરતના મરહુમ મોદીજી રૂસ્તમજી પોતે એક મેમબર હતા, તેવણે પોતાના હકને માટે ઘણીક બાથ ભેવા છતાં તે કમિશને મોદીજીના એ હકની સામે રિપોર્ટ કીધો, અને સરકારે પણ તે ભલામણ બાહાલ રાખીને પારસી ધારામાં તેનાજ ઉપર અમલ કીધો.

પણ "રાસ્ત ગોફતાર"ની આ ફતેહ માત્ર થોડા વખતની અને નામનીજ થઇ, કેમકે પાછલથી અમોને ખબર મળીછે કે સુરતના હાલના મોદીજી સાહેબે સુરતના પારસીઓના વંશપરમપરાના હકદાર દાવર હોવાનો દાવો રજુ કરવાનો ચાલુ રાખીને તથા ખાતરીપુર્વક પુરવાર કરીને તેમાં ફતેહ મેળવીછે, તે આંહી સુધી કે નામદાર સરકારે એક ખાસ ઠરાવ પસાર કરીને તેવણને દાવર દાખલ પિછાણ્યાછે અને કબૂલ રાખ્યાછે તથા તેવણનાં મુબારક નામ સાથ "દાવર" નો ખેતાબ એનાયત કીધોછે. મોદીજી સાહેબને આ એક ખેતાબ ઉપર હક મળ્યોછે તે માનભરેલો છે ખરો, પણ બીજા સરકારી ખેતાબોની પેઠે એ પણ એક નામજ માત્ર છે, કેમકે પારસીઓના ધારાની ખુબીથી પારસી સંસારી મુકદમાઓ ચુકવવાની સત્તા તો પારસી માત્રિમોન્યલ કોર્ટ અને પારસી ડેલિગેટોના હાથમાંજ રહીછે, અને પોતાનો ખેતાબ ખરો ઠરાવવા છતાં એ ખેતાબની સાથે કોઇ પણ વંશપરમપરા સત્તા એ માનવંત ખાનદાનના મોદીજી મેળવી શકયા નથી. બીજા હાથ ઉપર સુરતના મોદીઓને તેમનો બાપીકો ખેતાબ ખરો ઠરવા માટે "રાસ્ત ગોફતાર" તેમને અંતકરણથી મુબારકબાદી આપવાને બંધાયલુંછે. જ્યાંસુધી એ સાહેબોનો હક દસ્તાવેજી પુરાવાઓથી સરકાર દરબારમાં પુરવાર થયો નહી હતો, ત્યાંસુધી તેઓને તે હક ભોગવવા નહી દેવાની

બાથ ભીડવામાં "રાસ્ત ગોફ્તાર" યા ખાંજો કોઇબી જાહેર લખનાર વાજબી કેહવાય, પણ એકવાર તેમનો એ દાવો સરકારમાં શાબેત થવા પછી તેના સામે વાંધો લેવો ગેરવાજબી અને બેજા થઇ પડેછે.

**મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કામાની તકરારો.**

"રાસ્ત ગોફ્તાર" ની જીંદગીમાં સન ૧૮૬૪ અને ૧૮૬૮ ની વચે આ એક એવો યાદગાર જોશનો તબકો પસાર થઇ ગયેછે, કે જેની બરોબરનું જોશ બીજી કોઇ જીકરમાં જણાયું નથી. પ્રોફેસર દાદાભાઇ નવરોજજી, શેઠ ખ. રૂ. કામા ઇત્યાદીની સાથે લંડનમાં પેહલવેહલી વેપાર કંપની સ્થાપવાને ગએલા ગ્રુહસ્થોમાં મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કામા એક હતા. તેવણ ૧૮૬૪ના સુમાર ઉપર મુંબઇ પાછા ફરયા ત્યારે પ્રોફેસર સ્પીગલના કરેલા અવસ્તાના જર્મન તરજુમાના ઇંગ્રેજી ભાષાંતરનું એક પુસ્તક પોતાને ખર્ચે છપાવી લાવ્યા અને પારસીઓમાં તેની નકલો મુફત ફેલાવી, કે જે પુસ્તકની તપાસમાં "રાસ્ત ગોફ્તારે" કેટલાક મહીના લાગટ ગુજાર્યા હતા. આ કેળવણીના એક વાર્ષિક મેળાવડામાં આ કેળવણી, બાળલગ્નો અને બીજા સુધારાના સવાલો ઉપર એ ગ્રુહસ્થે કેટલીક નાપસંદ ટીકા કીધા ઉપરથી "રાસ્ત ગોફ્તાર" એ શેઠની "ચેલેંજ" ઉપાડી લઇ તેવણ સાથ તકરારમાં ઉતર્યું, તે ઉપરથી તેવણ એટલા તો છેડાઇ પડયા કે પોતે એક બાહોશ અને ચુનંદા લખનાર હોવાથી તેવણે પછી મરહુમ શેઠ મેહરવાનજી ફરામજી પાંડે અને બીજા થોડાક શેઠીઆઓ સાથ મળીને "રાસ્ત ગોફ્તારિયા સુધારાવાળાઓ" સામે એક જબરી જંગનો ઝુંનડો ઉઠાવ્યો. તેવણે "રાસ્ત ગોફ્તાર" ના ઉઠાવેલા દરએક સવાલ ઉપર વિરૂધ લખાણો ચલાવવા માંડયાં. અને પેહલાં "જામે જમશેદ" પત્રમાં લખેલાં ચર્ચાપત્રોથી ન ધરાતાં તેવણે "સુર્યોદય" નામનું પોતાનું એક ખાસ અઠવાડિક આઇતવારિયું પત્ર "રાસ્ત ગોફ્તાર" ની સામેજ બાહર પાડવા માડયું. પોતાના એ હિમતવાન હરીફની સામે "રાસ્ત ગોફ્તારે" કાંઇ થોડી કલમ ચલાવી નહી. તેવણને "લાલ બુજરગ" અને "સેંચી કાકા" નામ આપીને તેવણની ઘણી ઠઠ્ઠા ઠેકડી કીધી, અને મરહુમ શેઠ સો. શા. બંગાલી અને શેઠ ખ. રૂ. કામાની મદદથી આ પત્ર તેવણને દરએક સવાલ ઉપર પોંહચી વળ્યું, તે અંહી સુધી કે એક વખતે તેવણના થએલ હુમલાના જવાબમાં બારિસ્ટરોનાં મત વટીક લેવાયાં હતાં, અને ધારામાં લડવા જવાનો વખત પાસે આવી લાગ્યો હતો, પણ તે લડત ખોદાના હુકમથી માડી વળી. આ સઘળી તકરારોનું સેવટ શું આવ્યું? સેવટ એજ કે "રાસ્ત ગોફ્તાર" ના બીજા ઘણા હરીફ પત્રોની પેંઠે શેઠ મનચેરજી કામાનું "સુર્યોદય" બંધ પડયું, અને પોતાના મદદગાર મિત્ર મરહુમ શેઠ મેહરવાનજી પાંડેની સામે હાઇ કોર્ટમાં એક નાપસંદ મુકદમો લડયા પછી એ શેઠ સન ૧૮૯૪ માં મરણ પામ્યા, જે વેળા આ પત્રના અધિપતિ તથા શેઠ ખ. રૂ. કામા અને બીજા હરીફો સાથે તેવણને સુલેહ સમાધાની થઇ ચુકી હતી.

**રંડીના નાચ, તથા નાટક અને ગાયન**
**સંબંધી સવાલ.**

આ એક સેહલ અને ચુકાદાને માટે સવલ સવાલ કાંઇ પણ જોશ પેદા કરે એ આજના જમાનામાં અકલ કબુલ નહી કરે એવું લાગશે, પણ આગળા જમાનાઓમાં જોશાજોશથી નિરાળી એ સવાલની ચર્ચા પણ ગઇ નથી. જોકે નાટકની નિર્દોષ ગમતનું પેહલું પાળણુંજ હિંદુસ્તાન છે, તોપણ "રાસ્ત ગોફ્તાર" નો જન્મ થયો તે જમાનામાં દેશના બીજા હુનરોની સાથે નાટકનો હુનર એટલો તો પડી ભાગ્યો હતો કે ૧૮૫૧ માં આપણાં લોકો નાટક શું તે જાણતાંજ નહી હતાં. એ વખત ઉપર ગમતમાં ગમત રાંડોના નાચની હતી. નવરાસની વખતે જીવને રાહાત આપવા અને ખુશી પમાડવાને કોઇ પ્રકારની રમુજ માણસને જોઇયેછે, પણ આપણા લોકોની ઉપલા વખતની રમુજો અને રમતગમતોમાં અનીતિનું વાંધાભરેલું તત્વ ઘણું જોડાયલું હતું. ગાયન કુલે માણસોની ગમતનું પવિત્ર સાધન છે; પણ આપણા લોકોમાં અસલી કાળથી ગાયનમાં ગાયનની મોજ માત્ર રાંડોના નાચથી તથા ભાડુતી ભવૈયાઓથી હાંસલ કરી શકાતી હતી. શું ખાનગી ઘરોમાં કે શું જાહેર મંડળોમાં સરઅવસર ઉપર વેશ્યા રાંડોને ગમતને માટે બોલાવવામાં આવતી હતી, અને કુટુંબની બાનુઓ તથા છોકરાંઓને પણ તે અનીતિવાન નાચમાં બેસાડીને ગમત મેળવવામાં આવતી હતી. એ વાંધાભરેલા રાંડોના નાચ સામે તથા નાટકની સુધરેલી ગમતની તરફેણ સર્વેથી પેહલો પોકાર ઉઠાવનાર આ "રાસ્ત ગોફ્તાર" પત્ર હતું, પણ જે શખસોને એ નિર્લજ્જ નાચોનો શોખ હતો તથા જેઓને રંડીબાજીની કશી લાજ શરમ નહી હતી, તેઓ પોતાની એ ગમત બંધ પાડવાની સામે થયા અને ઘણાં જોશથી આ પત્રના પોકારને તોડી પાડવા નિકળ્યા. તેઓ અમારી હાંશીમશ્કરી કરતા ગાળગલોચ્ચી ઉપર આવ્યા, અને વેશ્યા રાંડો નહી પણ સુરતવાળી ઉત્તમ જગમશહુર ખરેખરી રામેશગરનો ધંધો કરનારી સ્ત્રીઓનું ગાયણું સાંભળવા સામે વાંધો નથી એવું એક દાહડે આ પત્રથી બોલાઇ જવાયું, તે ઉપરથી એક બિભત્સ ગાળ, જે ગાનારી સ્ત્રીઓના દલાલને દેવામાં આવેછે, તે ગાળની અમોને ઉપમા આપવામાં આવી હતી. જે સાહેબો રાંડોના નાચમાં બેસવાને શરમાતા નહી હતા, તેઓને નાટકમાં જવાની મોટી છીટ હતી:

એજ પ્રમાણે આપણા લોકોમાં રાંડોના નાચ સાથ આગળ "મહલારીઓના નાચ" જે ભવૈયાઓના ફજીયતિભરેલા ભવાડાથી ચહડતા નહી હતા, તેનો પણ ઘણો અનીતિવાન શોખ ફેલાયલો હતો. "રાસ્ત ગોફ્તારે" જોશભરેલી જીકરો ચલાવી તથા નાટકો અને ગાયનના જલસાઓ વગેરેની મજબુત હિમાયતો કરીને એ સર્વે અનીતિઓ બંધ પડાવી, તે એટલાસુધી કે આપણા વિવાહવાજનોમાં કે શ્યાદી રામશનીના ખુશ અવસરો ઉપર ઘરો અને વાડીઓમાં આ વાંધાભરેલા નાચ આજે તદન બંધ થયાછે. અને વેશ્યા રાંડોને બદલે ઘરઘટુ ગાયનો તથા ભવૈયા મહલારીઓના નાચને બદલે નિર્દોષિત નાટકનો શોખ આપણા લોકોમાં સાધારણ થઇ પડયોછે. એ શોખને વધારવા તથા ફેલાવવામાં આ પત્રના અધિપતિએ પોતાના જાતી દાખલાથી ઘણો ભાગ

આપેલોછે અને ઘણો ભાગ પણ આપ્યાછે. "વિક્ટોરિયા નાટક મંડળી" જે હજી ચાલેછે, તથા "નાટક ઉત્તેજક મંડળી," જે મરણ પામીછે તે પેહલવેહલી "રાસ્ત ગોફ્તાર" ના અધિપતિની સ્થાપેલીછે, તથા જાણીતી "ગાયન ઉત્તેજક મંડળી" નો સ્થાપનાર પણ એજ અધિપતિ છે. તે સાથે પોતાનાં કુટુંબનાં બચ્ચાંઓને ગાયનની જાહેર ગમતોમાં બાહાર પાડી ગાયનની નિર્દોષિત મિજલસો ભરવાને આ પત્રના અધિપતિએ જે જે દાખલાઓ આપ્યાછે, તેથી લોકોમાંથી ખરચટ્ટ ગાયનની છીટ એટલી તો નિકળી ગઇછે કે આજે ઘેરેઘેર ગાયન ગાવા વજાડવા લાગ્યાછે, અને નિશાળો વટીક નાટકના અભ્યાસ તથા પ્રયોગો કરવા પડેછે.

## પારસી પોશાકોનો સવાલ.

પારસીઓના શું સ્ત્રી કે પુરૂષના પોશાકમાં ઘણો સુધારો થયોછે, તે સઘળો ફેરફાર "રાસ્ત ગોફ્તાર" ને આભારી છે. પારસી પુરૂષોનાં માથાં ઉપરની બેડોળ પાઘડી ઇત્યાદીની ફાશિનોની હાંશીમશ્કરીમાં પોતાના જન્મના પેહલા કાળથી "રાસ્ત ગોફ્તારે" ઘણું કીધું, અને સ્ત્રીઓનાં માથા ઉપરનું બેડોળ ઢાંકણુ માંથુબાનુ કાહડી નખાવવાને આ પત્રે પોતાનાં જન્માસુથી જબરી લડતો ચલાવીછે, તથા તેના અધિપતિએ પોતાનાં કુટુંબમાં સર્વથી પેહલો દાખલો પિસાડનિ માંથા ઉપરનો એ બેબિયજ પાટો દૂર કરવાને ઘણી મદદ આપીછે. તે વખત ઉપર પારસીઓમાં એક પળવાર પણ ઉઘાડું માથુ રાખવું એ ધર્મથી ઉલટો મોટો ગુનાહ ગણાતો હતો, પણ આજે પારસી પુરૂષોજ શું, પણ સ્ત્રીઓએ ઉઘાડે માથે ફરવાનું સાધારણ થઇ પડ્યુછે, તે "રાસ્ત ગોફ્તાર" થી થયુછે. એજ પ્રમાણે આપણી બાનુઓ આજે બૂટ સ્ટાકિંગ પેહરેછે તે પણ "રાસ્ત ગોફ્તાર" ની જોશભરી લડતોનું પરિણામ છે. જ્યારે મરહુમ શેઠ માણેકજી ખરશેદજીએ પોતાની દીકરીઓના પગમાંથી સપાટનાં સપકિયાં કાહડી નખાવનિ એ પોશાક દાખલ કરવાનો પેહલવેહલો હિમતભરેલો દાખલો આપ્યો હતો ત્યારે તેવણને ઘણીક નીચ નિંદા અને ઘણાંક અપમાનોને ભોગ થવું પડ્યું હતું. પણ તેવણના સુધારાઓની હિમાયતે એકલો આવાજ "રાસ્ત ગોફ્તાર" નો હતો.

## પારસી પાયદસ્તનો સવાલ.

આ સવાલ ઉપરની જોશભરી ચર્ચાઓમાં "રાસ્ત ગોફ્તારે" લીધેલો એક ખાસ ભાગ જાણવાજોગ છે. તે વર્શાદના દિવસો ઉપર ગુજરેલાંઓની લાશને પાણીમાં ભીંગતી અવલમંજલ લઇ જવા સામેની ચર્ચા હતી. એ ચર્ચા "રાસ્ત ગોફ્તારે"જ ઉભી કીત્રી હતી, જેમાં ગુજરેલાંનું શરીર ઘેઆન ઉપર મારમારના વર્શાદમાં તરબોળ લઇ જતી વેળા થતા નઠારા અને નાપસંદ દેખાવનાં શબ્દરૂપી ચિત્રો દોરીને આ પત્રે તેમને વર્શાદના દિવસો ઉપર ગાડીઓમાં લઇ જવાનો સવાલ ઉઠાવ્યો હતો. દેશાવરોના જરતોસ્તીઓ પોતાના ગુજરેલાંઓને ગાડીઓમાં લઇ જવા લાગ્યાછે, પણ મુંબઇમાં તેમ કરવા સામે દસ્તુર દાવરોએ મોટો વાંધો ઉઠાવ્યો. "રાસ્ત ગોફ્તારે" જરતોસ્તી ધર્મના વિદ્વાનોનાં સત્તાવાર મતો મેળવીને દેખાડી આપ્યું કે પારસી ગુજરેલાંઓને ગાડીમાં લઇ જવાની ધર્મ સંબંધી હરકત કાંઇજ નથી. આ તકરારની અસર એટલીબધી થઇ કે એક પારસી ગૃહસ્થ, મરહુમ મી૦ જમશેદજી નસરવાનજી દાદીશેઠ જે તે વખતે ઇંગ્લંડ હતા, તેવણે ત્યાંથી ગુજરેલા પારસીઓને અવલમંજલ લઇ જવાને લાયકની એક ખાસ અને સુંદર લોખંડી ગાડીનો નમુનો બનાવી મોકલ્યો, તે ગાડી હજીસુધી શ્રી દેવલાલી ગામના પારસીઓના વપરાશમાં આવેછે. મુંબઇમાં આ ચર્ચા થોડો ઘણો સુધારો થયા વિના પસાર થઇ નહી. પારસી અનજુમનના ટ્રસ્ટી સાહેબોને જ્યારે એ સવાલ ઉપાડી લેવાની ફરજ પડી, ત્યારે તેઓએ એવું ઠરાવ્યું કે કાંઇ નહી તો ચોમાસામાં ગુજરેલાંઓને લઇ જવાની ઘેઆન ઉપર ખુંટાઓ ઉભા કરીને એક ઘટ કુમાસની ચાદરનાં છત્રનું ઢાંકણુ કરવું, જે રીતી હજીસુધી ચાલેછે.

## પારસણ વેશ્યાઓને ન્યાતબાહાર મુકવાનો સવાલ.

સન ૧૮૭૦ માં ચોક્કસ પારસી સ્ત્રીઓ વેશ્યાનો ધંધો કરતી માલમ પડવાથી અનજુમનના ટ્રસ્ટી સાહેબોએ પોતા જોગું એક અરજપત્ર ("રેકિવીજીશન") કરાવીને અનજુમન ભરી તે સ્ત્રીઓને ન્યાતબાહાર મેળવાનો ઠરાવ પસાર કરાવ્યો, અને તે સ્ત્રી તથા તેમનાં લાગતાંવળગતાંઓને આતશ કદેહોમાં જતાં અને દોખમે ચહડતાં અટકાવવાનો હુકમ કીધો. શેઠિયાઓની એવી સત્તાની સામે સવાલ ઉભો થયો. કોઇ પણ જરતોસ્તી જે ધર્મમાં જન્મ પામ્યો હોય તે બાપીકા ધર્મ ઉપરનો તેનો હક છીણવી લેવાની સામે શેઠ ખ. રૂ. કામાએ તે સભા ઉપર એક પ્રોટેસ્ટ લખી મોકલ્યો, તે છતાં પણ સભાએ ઠરાવ પસાર કરવાથી, કેટલાક વગવાળા અને માન પામેલા સાહેબોએ મરહુમ શેઠ સો. શા. બંગાલીની આગેવાની તળે આસરે પચાસ ભેગી સહીઓનો એક પ્રોટેસ્ટ અનજુમનના અકાબર સાહેબો ઉપર લખી મોકલ્યો. અને તે ઉપરથી ભારી ચર્ચાનું જોશ ચાલ્યું. આ ચર્ચામાં "રાસ્ત ગોફ્તારે" પ્રોટેસ્ટ કરનારા પારસીઓની પક્ષથી કલમ-પ્રહારનો મારો ચલાવ્યો. પારસણ વેશ્યાઓની અનીતિ ઉઘાડી પાડવાને આ પત્રે પેહલેથી ઘણું લખ્યું હતું, તથા એ અપરાધ બંધ પાડવાને ઘણી હિમાયતો ચલાવી હતી, પણ શેઠિયાઓની ધારણ કરેલી આપખુદ તથા કાયદા વિરૂધ સત્તા સામે પ્રોટેસ્ટ કરવાની આ પત્રને ફરજ થઇ પડી હતી. એ સઘળી ચર્ચાનું સેવટ એ આવ્યું કે વખત જતાં ઉપલો ઠરાવ અમલમાં આવી શકયો નહી, અને શેઠિયાઓની સત્તાનો જે દાખલો બેસાડવામાં આવ્યો હતો તે એટલો તુટી ગયો કે ફરીથી તે દાખલા ઉપર અમલ કરવામાં આવ્યો નહી.

## પારસીઓના વડા અકાબરનો સવાલ.

સન ૧૮૭૭ માં મરહુમ સર જમશેદજી જીજીભાઇ (૨) જા બેરોનેટનાં મરણ વખતે પારસીઓના વડા અકાબરનો અધિકાર, જે એ માનવંત ખાનદાનમાં જળવાઇ રહ્યો હતો, તે કોણને આપવો એ સવાલ ઉભો થયો. એ વખતે ૩ જા બેરોનેટ સર જમશેદજી તે વખતે મોટી પુખ્ત વયના નહી હોવાથી એ અધિકાર એ ખાનદાન ખોહી બેસવાનો ભય ઉભો થયો હતો. મરહુમ શેઠ બેહરામજી જીજીભાઇ સી. આઇ. ઇ. એ એ માનભરેલા અધિકારની ઉમેદવારી કરવાની વાત ખરી કે ખોટી બાહાર આવવાથી, લોકોમાં ઘણું જોશ પેદા થયું. આ ચર્ચાનો મરહુમ શેઠ સોહરાબજી શાપુરજી બંગાલીએ એવો તોર શોધી કાહાડયો કે અનજુ-

મનનો વડો અકાબર કોમનાં અનુમતથી ચુંટી કાહડેલો હોવો જોઇયે, માટે સર જમશેદજી ૩ જા બેરોનેટને કોમના લોકોએ જાહેર સભામાં એકઠા મળીને વડા અકાબર ચુંટી કાહાડવા જોઇયે. આ દરખાસ્તમાં સુધારાનો એક પ્રજાસત્તાક કાનુન સમાવેલો હતો, અને તે એજ કે કોઇ પણ શેઠિયાથી અથવા શેઠિયાના દીકરાથી કોમનાં વડપણની ગાદી ઉપર આપખુદીથી ચહડી બેસાય નહી, પણ અનજુમનનાં અનુમતથીજ તે અકાબરી દરજ્જો મેળવી શકે, અને કોમના લોકો તેને ચુંટી કાહડીને પોતાનાં માથા ઉપર સત્તા આપે નહી ત્યાંસુધી કોઇનાથીબી એ સત્તા ભોગવી શકાય નહી. આ મતલબનું એક વગવાળું "રેક્વિજીશન" અનજુમનના ત્રસ્ટી સાહેબો ઉપર મોકલવામાં આવ્યું, અને તેની રેહે અનજુમનની એક ગંજાવર મોટી સભાએ સર જમશેદજી (૩ જા) બેરોનેટને વડા અકાબર ચુંટી કાહાડયા. આ હીલચાલે થોડાક સાહેબોમાં મોટું જોશ પેદા કીધું અને તે ઉપર ભારી ચર્ચા ચાલી. મરહુમ શેઠ બેહેરામજી જીજીભાઇની સાથે વિરૂધવાળા થોડાક સાહેબોએ ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં ભેગા મળીને આ હીલચાલ સામે એક પ્રોટેસ્ટ લખી મોકલ્યો, પણ પારસીઓમાં એટલું તો મોટું જોશ સળગી ઉઠ્યું કે અનજુમનની મોટી સભામાં મરહુમ સર કાવસજી જાંહગીર આવ્યા તે વેળાએ આલબ્લેસ બાગના દરવાજા ઉપરથી પારસીઓ તે શેઠની ગાડીને જોત્રેલા ઘોડા છોડી નાખીને તેવણુની ગાડીને આલબ્લેસ બાગના કંપાઉંડની અંદર ધસડી લાવ્યા. આ ચર્ચામાં "રાસ્ત ગોફતારે" સરેસ્તાનાં જોશથી ભાગ લીધો, અને તે એટલાસુધી કે તેની અને મરહુમ શેઠ બેહેરામજી જીજીભાઇની વચે એક લાઇબલ કેસ ઉભો થયો. તેવણુને વિશે આ પત્રે આપેલી એક ખોટી ખબર ઉપરથી એ માન પામેલા શેઠ "રાસ્ત ગોફતાર" ઉપર આબરૂની ફરિયાદ માંડવાની ધમકી આપી, પણ તે ખબર ખોટી પડતાં વાર આ પત્રના અધિપતિએ પોતાની દિલગીરી દેખાડી ભૂલ સુધારવાથી શેઠ બેહેરામજીએ જોકે આ પત્રની માફી કબૂલ રાખવાને ના પાડી, અને આગળ વધવાજ માગ્યું તોપણુ તેવણુની તે ફરિયાદ આગળ ચાલી શકી નહી અને પડી ભાગી.

## "રીતની ભીખ" નો સવાલ.

પારસીઓમાં બાળલગ્નો બંધ પાડવાની "રાસ્ત ગોફતાર" ની લડતો પછી મોટી વયનાં લગ્નોમાં જ્યારે પરણુતા જુવાનોએ દીકરીઓનાં માબાપ પાસેથી પૈસાની મોટી રકમનાં પલાંની પણુ કરીને પરણુવાનો ચાલ કાહાડયો, ત્યારે તે પારસી સંસારને મોટો ભંગ લગાડનારી એક બદી થઇ પડી અને "રીતની ભીખ" ને નામે તેની સામે જોશભર ચર્ચા જાગૃત થઇ. આ ચર્ચામાં રાસ્ત ગોફતારે માત્ર લખાણુથીજ ભાગ લીધો નહી પણ કેટલીક વેહવાર આગેવાની માંથે ઉઠાવી લીધી. તે એમ કે સન ૧૮૯૧ માં આ પત્રના અધિપતિએ જુદા જુદા જાણીતા અને માનીતા ગૃહસ્થો ઉપર પત્ર લખીને એબદી વિશે તેઓનાં લેખિત મત મેળવ્યાં અને એકઠાં કરી "રાસ્ત ગોફતાર" માં પ્રકટ કીધાં અને સર્વાનુમત એ બદીની સામે માલમ પડવાથી એજ વર્ષના ડીસેમ્બર મહીનાની ૧૯ મી તારીખે ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટમાં મરહુમ શેઠ ફરામજી દીનશાહ પીટિટનાં પ્રમુખપણા તળે પારસીઓની ભરેલી એક જાહેર સભામાં "રીતની ભીખ" તથા લગનની ગાંઠને લાગુ પડેલી બીજી બદીઓ સામે લડત ચલાવવાને "જરતોસ્તી લગ્નોની બેહેતરી જાળવનારી મંડળી" નામની એક સભા સ્થાપવામાં આવી. તે સભા કેટલુંક અગત્યનું કામ બજાવ્યા પછી, જોકે પછવાડેથી સુસ્ત થઇ પડીછે, તોપણુ તે જીવેછે અને તેને ફરીથી જાગૃત કરીને કામ આગળ ચલાવવાનો હમણાજ ઠરાવ થયોછે.

## વર્ષની ગણત્રી અને પંચાંગનો સવાલ.

પારસીઓ પોતાનાં વર્ષની ગણત્રીમાં દર વર્ષે ૦। દાહડાની ભૂલ કરતા આવ્યાછે, તથા તેથી તેઓ દર ૪ વર્ષે ૧ દાહડો અને ૧૨૦ વર્ષે ૧ મહીનો પછાત પડતા જાયછે, એ સવાલ હાલ જમાનામાં ઉઠાવી લેનાર એકલું "રાસ્ત ગોફતાર" પત્ર છે. વખતની ગણત્રીમાં ભૂલથી પારસીઓનાં ગાહમબારો અને જશનો બરવખતે થતાં નથી, પણ કવખતે ખોટા દિવસો ઉપર પડેછે અને જરતોસ્તી ધર્મને લગતાં ક્રિયાકામો ખોટાં થાયછે, તે સર્વથી પેહલવેહલું બતાવી આપનાર "રાસ્ત ગોફતાર" હતું, કે જેમાં તેના માજી માલેક વિદ્વાન શેઠ ખ. રૂ. કામાએ પેહલવેહલો એ સવાલ સન ૧૮૬૦ થી ઉઠાવ્યોછે તે આજસુધી ચાલુ રહ્યોછે. પણ એ અગત્યની બાબતમાંબી "રાસ્ત ગોફતારે" માત્ર છાપાછાપી ઉપરજ સબુરી પકડી નથી. એ સવાલને વેહવારૂ રૂપ આપવા માટે આ પત્રના અધિપતિએ સને ૧૮૯૪ માં પેહલાં કોમના સર્વ આગેવાન અને વિદ્વાન ગૃહસ્થો ઉપર પત્ર લખી તેઓનાં મત એકઠાં કીધાં, અને પછી સન ૧૮૯૫ માં કબિસાની ઉપલી કસરને ગણત્રીમાં લઇને "રાસ્ત ગોફતાર" પત્રને માટે શુધ રોજ માહવાળું એક સહી પંચાંગ બનાવવા માટે ચુનંદા અને અનુભવી ગૃહસ્થોની એક મોટી કમિટી સ્થાપી. તેને સોંપેલું કામ એટલું તો મુશ્કેલ છે કે તેની ૧૦૦ બેઠકો થવા છતાં હજી તેનું કામ પુરૂં થયું નથી. તે કમિટી હજીસુધી પોતાની જુસ્તેજોઇ ચલાવેછે અને હવે પોતાનો રિપોર્ટ તૈયાર કરવામાં રોકાઇછે, જેથી ચંદ રોજમાં તે પોતાનું પંચાંગ બનાવવાનું કામ પુરૂં કરશે, અને એ કમિટીની કાબેલ્યતભરેલી તકરાર તથા શોધ ખોળથી પારસીઓનાં વર્ષની ગણત્રીની ભૂલ જલદીથી સુધારવામાં આવશે એવી આશા રાખવામાં આવેછે.

## હિંદુ સુધારાની હિમાયતો.

સન ૧૮૫૮ થી આ પત્રે એકલાં પારસીને બદલે આખા દેશની હિમાયત કરનારા દેશી છાપાનો અવતાર લીધા પછી, પારસી ઉપરાંત બીજી કોમોના સુધારા વધારાનાં વાજીંત્ર દાખલ તેણે પોતાનો આવાજ ચાલુ રાખ્યોછે, તથા અગત્ય કરીને સન ૧૮૬૧ થી "રાસ્ત ગોફતાર" સાથ મરહુમ મી૦ કરસણદાસ મુળજીના "સત્ય પ્રકાશ" નો સમાગમ થવા પછી હિંદુ સુધારાની હિમાયત કરવાની ફરજ આ પત્રને માંથે ખાસ આવી પડીછે. એ ફરજ બજાવવાને "રાસ્ત ગોફતાર" સદા તૈયાર રહ્યુંછે, અને જેટલી ખંતથી પારસી સુધારાના સવાલો તેણે ઉપાડી લીધાછે, તેટલી ખંત હિંદુ સુધારાના સવાલ ઉપર જાળવી રાખવાને જોકે કદાચ તે નિષ્ફળ થયું હોય તોપણુ એ પત્રને હિંદુ સુધારાની વિરૂધ જવા અથવા હિંદુ સવાલોની હિમાયતો ના પાડવાનો દોષ કદીબી

લાગુ પડથી નહી. તેથી ઉલટું હિંદુઓને લગતા સેંકડો સવાલો ટાંકી શકાશે કે જ્યારે આ પત્રે હિંદુ સુધારાની પક્ષમાં માંથેમાંથ લડતો ચલાવીછે. દાખલા તરીકે વૈશ્નુવ સાંપ્રદાયના મહારાજોનાં પાખંડો સામે મરહુમ મી૦ કરસણદાસ મુળજીની લડતો "રાસ્ત ગોફતાર" પોતાની આખી જીંદગીભર જારી રાખીછે. તેમજ દેશાટણ, સતી, બાળહત્યા, હિંદુ સ્ત્રી કેળવણી, બાળ-લગ્નો, વિધવાઓના પુનરવિવાહ અને બીજા સવાલો ઉપર આ પત્રે કદી પણ સુધારા પક્ષને છોડી નથી, તે તો તેનો દરએક વાંચનાર જાણેછે.

સંસારી અને ધર્મ સંબંધી સુધારાઓની જીકરીઓ પછી "રાસ્ત ગોફતાર" ની ચલાવેલી વેપાર અને ઉદ્યોગ સંબંધી તથા રાજદ્વારી જીકરીઓ ઉપર આવતાં તેની જે પેહલવેહલી મહાભારત લડત આપણું ધ્યાન ખેંચેછે તે નીચલી છે—

## શેર સટા સંબંધી સવાલ.

પારસીઓના ધારાને લગતી જોશભરી જીકરો પુરી થયા પછી "રાસ્ત ગોફતાર" ને જે ભારી મોટી રિકજીકમાં રોકાઇ જવું પડયું તે સન ૧૮૬૪—૬૫ અને ૬૬ ના શેર સટાના જુગારી પવનનાં ઘેલાપણા સામેની લડત હતી. એ જબરી અને જોરમંદ લડત "રાસ્ત ગોફતાર" ની કારકીર્દિની તવારીખમાં એક ખરેખરો કીર્તિવાન સફો ઉમેરેછે. એ મુંબઇના વેપારનો તેજ એક ગમખાર તબકો પસાર થઇ ગયેછે, કે જેની નોધ તવારીખમાં શિહા અક્ષરે નોધાઇછે. એ તેજ યાદગાર હિંગામ થઇ ગયેછે કે જેની એદયુકત યાદ સેંકડો અને હજારો કુટુંબોમાં રાતદિનના રૂદન અને સદાકાળની માહતમ વચે જળવાઇ રહીછે. એ તેજ દુ:ખદાયક દાહડા વહી ગયાછે કે જે દાહડાઓથી દેશીઓનાં અને અગત્યે કરીને પારસીઓનાં માતબર ખાનદાનોની પૈસા સંબંધી પાયમાલીની પનોતી બેઠીછે, કે જેની ખાનેખરાબીમાંથી પારસી શેઠિયાઓ બલકે બરાબર બોલીયે તો આખી પારસી કોમ પાછી સજીવન થવા પામીજ નથી.

૧૮૬૨-૬૩ ની મોટી અમેરિકન લડાઇએ દોલતની એટલી તો મોટી રેલ લાવી આપી કે તે રેલછેલ થઇ પડેલા પૈસાને ઉપયોગમાં લેવા માટે શરાફી, ઉદ્યોગી તથા વેપારી કંપનીઓના પરપોટા ઉભા કરવાનું એક ભયંકાર ઘેલાપણું ફેલાવો પામ્યું. આ સટાનાં ઘેલાપણાંના નઓહિયા પવનની સામે "રાસ્ત ગોફતારે" ઘણી જબરી લડતો ઉઠાવી હતી, પણ નવાઇ જેવું એ છે કે તે સઘળી એકલે હાથની લડત હતી. વર્તમાનપત્રોના અધિપતિઓ પોતે શેર સટાના જુગારમાં યાહોમ ઝીપલાવી પડયા હતા, માટે તેઓ એ સટાનાં ઘેલાપણાંની સામે થાય એમ તો વાંચનાર વકી રાખશેજ નહી. પણ "રાસ્ત ગોફતાર" વિષે એમ કેહવાની કોઇ હિમત કરશે નહી. "રાસ્ત ગોફતાર" નો અધિપતિ એ પવનના સપાટાથી પરહેજ રેહનાર એકલોજ અધિપતિ હતો. અને એ વિષે "રાસ્ત ગોફતાર" ની આ સેવા જાણવાજોગ છે કે એક વખતે વાત રસપર ચહડી અને તકરાર ઉપર આવી ત્યારે પોતાના કોણ કોણ ભાઇબંધ અધિપતિઓને શેરો મળ્યા હતા, તે સાબેત કરવા માટે તે વિષેની સત્તાવાર નોધ જાઇંટ સ્ટાક કંપનીઓના રેજીસ્ટ્રારનાં "રેજીસ્ટર" માંથી શોધી લાવીને "રાસ્ત ગોફતાર" ના અધિપતિએ ઉઘાડી પાડી હતી.

બીજા અધિપતિઓને એ પવનનો રોગ લાગવાનાં બે કારણો હતાં. એક તો એ કે તેઓ જુદી જુદી કંપનીઓના માતબર પ્રોમોટર અને ડોરેકટર સાહેબોના વગ વશિલાને તાબેદારીથી આધીન થયલા હતા અને બીજું કારણ એ હતું કે કંપનીઓના સટોલિયા સ્થાપકોએ પોતાના વાજીંત્ર વર્તમાનપત્રોના તાબેદાર અધિપતિઓને શેરોની લાલચ આપીને પૈસે ટકે વર્તાવ્યા હતા અને એકજ તડાકે માતબર થવાની જે તક બીજાઓના હાથમાં ચાલુ હતી તેજ તક પોતાના વગ તળેના આ અધિપતિઓને પણ આપી હતી. એટલામાટે જ્યારે બીજાં વર્તમાનપત્રો આ ઘેલા પવનને પંખો નાખવા પડયા હતા, ત્યારે "રાસ્ત ગોફતાર" એકલોજ તે છાપો હતો કે જેણે એ પવનપર પીઠ ન કરતાં તેની સામે પોતાનું મોહ ફેરવીને સટા અને સટોલિયાઓ સામે એક જબરદસ્ત જંગ મચાવી મુકી. જ્યારે બીજા વર્તમાનપત્રવાળાઓ પોતાને મળેલી શેરોની લાલચ બઝે કરી ગયા, ત્યારે "રાસ્ત ગોફતાર" ના અધિપતિએ તે લાલચ લેવાને સાફ ના પાડી એટલુંજ નહી પણ પોતાને લાલચ આપનારાઓને તેઓના ખુલ્લાં નામ સાથ પોતાના પત્રમાં ઉંઘાડા પાડયા. જ્યારે બીજાં વર્તમાનપત્રો તરેહવાર બાંકાં ફુકીને નવી નવી પરપોટા કંપનીઓને ચહડાવી આપવા તથા ઉત્તેજન દેવા પડયા, ત્યારે "રાસ્ત ગોફતારે" તે પરપોટાઓના પ્રોમોટરો અને ડાયરેકટર સાહેબોને "૧૮૬૪ ના અલુપારૂઓ" ની ઉપમા આપી અને તેઓને લુછા, જુગારી, બીસાકાતુ, ગજાંફાંસુ, વગેરે વિશેષણો લગાડી તે ધનાઢય અને મગરૂર માતબરોને તદન તોડી પાડયા તથા નાણાં બજારમાં આવી લુછાઇઓ ચલાવવા છતાં ભાણવા ગણવાનાં તથા પાકી પરહેજગારીનાં તેઓનાં સઘળાં ઢગારાં ધર્મધ્યાનને તદનજ ધિક્કારી કાહાડયું અને તેઓની ઢોંગી ડોળઘાલુ દીનદારીને તદનજ હસી કાહડી. જે આબરૂદાર ધંધાદારીઓ આ પાપી જુગારમાં પડયા હતા, તેઓને "રાસ્ત ગોફતારે" ઉંઘાડા પાડયા, જે ડાકટર પોતાનું માનભરેલું હકીમું છોડી દઇને દલાલ થયા તેમનાં નામ સાથ તેમના ઉપર ટીકા ચલાવી, અને એ સઘળા જુગારી સટાનું આફેબત સેવટ કેવા નઓહિયા નાશ અને ખરાબીની ખાખાવરખીમાં આવશે તે વિષે ચેતવણીનું આગમચથી રણસિંગડું વગાડયું.

પોતાની આ જંગી લડતમાં "રાસ્ત ગોફતાર" ને ઘણું ખમવું પડયું હતું. પેહલાં તો તેના પોતાના ચોકસ માલેકો ઉપર તેની લડતો લાગુ પડવાથી તે માલિક સાહેબોને "રાસ્ત ગોફતાર" અને તેના અધિપતિ સામે અસુગઓ ઉભો થયો હતો. વળી "રાસ્ત ગોફતાર" ના હાલના માલેકો, જેઓ તે વખત ઉપર એ પત્રના મેનેજર અને પ્રિંટરો માત્ર હતા, તેઓના પોતાના છાપાખાનાના ધંધામાં "રાસ્ત ગોફતાર" ની એ લડતો આડે આવીને નુકસાન કરવા લાગ્યાથી, તે સાહેબોની પણ ઘણીક ખફગી અને નાખુશી વચે "રાસ્ત ગોફતારે" પોતાની એ વર્તણુક ચાલુ રાખી હતી. એટલુંજ નહી પણ "રાસ્ત ગોફતાર" ના માજી અધિપતિઓ, અને બીજા અતલગના મિત્રો વગેરેને પણ "રાસ્ત ગોફતારે" નાખુશ કીધાથી તેના સામે જબરદસ્ત પોકારો ઉભો થયો. ઘણા જણ તેના દુશમન થયા, ભાઇબંધ વર્તમાનપત્રો, માતબર શેઠિયાઓ અને આબરૂદાર શેહરીઓ ઉપરાંત તેના પોતાના દોસ્તો તેના દુશ્મન થયા,

જેઓની હાંસી મશ્કરીથી અને કલમના ગોદાઓથી તેમજ શમ્ભુનદરાજીના તોણા ટપલાઓથી "રાસ્ત ગોફતાર" ને અનબતાં ઘણું ભારી પડી ગયું. એ સઘળા ધુંબારા વચે જ્યારે તેણે પોતાની આસપાસ ભાઈઓને પૈસે ટકે પગભર થઈ ગાડીઘોડે ફરતા હરતા જોયા ત્યારે પોતાને પોતાની તંગદસ્ત ગરીબી વચે પગે રખડતો જોતી વેળા "રાસ્ત ગોફતાર" ના અધિપતિને પોતાનું મન મનાવીને પોતાની હાલત ઉપર સબુરી પકડવા મન મારતાં કેવું મુશ્કેલ દીસ્યું હશે, તેનો વિચાર તો વાંચનારની પોતાનીજ મુનસફી ઉપર મુકવો બેહતર છે.

અને એ સઘળી લડતનું સેવટ "રાસ્ત ગોફતાર" નું બોલવું બોલે બોલ ખરૂં પડવામાં આવ્યું. એક મરકી યા એક રોગનો ઉપદ્રવ જેટલી ખરાબી કરી શકતો નથી, તેટલી ખરાબી એ શેર સટાનાં ઘેલાપણાંએ કીધીછે. ૧૮૬૨—૬૩ ની સઘળી આબાદાનીની જગા ધુળધાણીએ અને સઘળી જાહોજલાલીની જગા પાયમાલીએ લીધી. સઘળી કોમો અને સઘળા વર્ગો ખુવારીની ખાડીમાં ગીરફતાર થઈ પડયા. પણ તેમાં પારસીઓની તો એવી પુરેપુરીજ પાયમાલી થઈ કે તે પાયમાલીના માઠાં પરિણામોમાંથી, એ કોમ હજીસુધી પાછી ઉઠવા પામી નથી. જુના અને જાહોજલાલીભરેલાં મોટાં મોટાં અને માતબર પારસી ખાનદાનો દોલત ખોઈ બેસીને નાશ પામ્યાં. બે ત્રણજ માતબર સાહેબો જેઓની મીલકતો ત્રસ્ટમાં હતી, જેવા કે શેઠ માણેકજી શેઠ ખાનદાનનું કુટુંબ, અથવા જેઓ શેર સટાનાં ઘેલાપણામાં મગજ શાંત રાખી બેઠા હતા, જેવાકે મરહુમ શેઠ બેહરામજી જીજીભાઈ તથા મરહુમ શેઠ અરદેશર હોરમારજી અને મરહુમ બાઈસાહેબ મોટલીબાઈ વાડિયા તેઓના પૈસા ટકા જળવાઈ રહ્યા, પણ બાકીનાં પારસી ખાનદાનો ખુહાર થવાથી પારસી કોમને માથે ગરીબાઈનું આફત વધારે ઘાડું આવી પડયું. જે જે લોકોના હાથમાં શેરોનાં ચીઠ્ઠાં છેલ્લાં રહી ગયાં, તે સઘળાઓ સરેરાસ પોતાનું સર્વસ્વ ખોઈ બેસીને ગરીબાઈ અને ભીખારીપણાના અંત ઉપર આવી પડયાં. દરરોજ ડજન ડજન દીવાળાંઓ નિકળ્યાં, માગનારાઓની સભાપર સભાઓ ભરાવા લાગી અને સરકારે દીવાળ્યા સટોડિયાઓની તુર્તવેળા સગવડ સાચવી લેવા સારૂં તેમના માગનારાઓ સાથની પતાવટમાં સવલતો કરવા માટે "૨૮ મો આકટ" નામનો ધારો પસાર કીધો, તથા ત્યાર પછીની માગનારાઓની સઘળી સભાઓ "૨૮ માં આકટ મુજબ" ભરાવા લાગી. બેંકો અને પરપોટા કંપનીઓજ માત્ર ટપોટપ બંધ થવા લાગી નહી, પણ સધર બેંકોને પણ તે રોગના છાંટા ઉડયા અને "મુંબઈ બેંક" જેને રૂ૧૧૬૨૮૦૦૦૦ નું કરજ થયું હતું તે વડી સરકારી બેંક પોતેબી પડી ભાગી. મુંબઈ બેંકનાં એ દીવાળાં ઉપર તપાસ ચલાવવાને નામદાર રાણીની સરકારે સન ૧૮૬૮ માં ઇંગ્લંડથી એક પાદશાહી કમિશન મુંબઈના એક આગળા પ્યુનિ જડજ સર ચાર્લ્સ જાકસનનાં પ્રમુખપણા હેઠલ મોકલ્યું, તે કમિશન આગળ સટોળિયા શેઠિયા ઉપર શેઠિયાઓએ શાક્ષી દાખલ હાજર થઈને પોતાનાં નાણાં સંબંધી સંકોચની કરૂણામય કાહણીઓ કહી આપી ત્યારે તેઓના તે નબોદિયા શેર સટાનું દરામણું ચિત્ર પુરેપુરૂં બાહાર પડયું. આ શેર સટાનાં ઘેલાપણામાં મુંબઈ બેંક જ્યારે ઘસડાઈ જઈને સટોળિયાઓને આંખો મીંચીને નાણાં ધીરવા માડયાં હતાં, ત્યારે તે વાંધાભરેલી ધીરધાર સામે આ "રાસ્ત ગોફતાર" પત્રે પ્રોટેસ્ટનો મજબુત પોકાર ઉઠાવ્યો હતો, અને તેના માલિક તથા આગળા અધિપતિ અને તેના હાલના અધિપતિના સલાહકાર મરહુમ શેઠ સો. શા. બંગાલીએ તે વખતના ગવરનર સર બાર્ટલ ફ્રીયરને પત્ર લખી તે સઘળા વાંધા વિગતથી દર્શાવ્યા હતા. ઇંગ્લંડની સરકારનાં મોકલેલાં પાદશાહી કમિશન આગળ તે સઘળું ખરૂં પડયું અને સુધરેલા નવા પાયા ઉપર એ બેંકને નવેસરથી સ્થાપવામાં આવી—એમાં એક લેખે "રાસ્ત ગોફતાર" ની સેવા ખરી પડી.

## મિલોના ઉદ્યોગ સંબંધી સવાલ.

શેર સટાના જમાના પછી અને તેની ખરાબીઓ ખતમ થવા પછી મુંબઈને જરાબી ઉગારનારો જે ઉદ્યોગ હાથ લાગેલોછે, તે રૂના કારખાનાઓનો ઉદ્યોગ છે. આ ઉદ્યોગનું પણ માતબર દેશોઓને ઘેલાપણું લાગેલુંછે, કે જે ઘેલાંપણામાં અંતરૂં કરીને પોતાના ઉદ્યોગનો તેઓ પોતાને હાથે નાશ કરશે એવો ભય દેખાયેલોછે. મિલ ઉદ્યોગનાં એ અંતેરનો અટકાવ કરવામાં "રાસ્ત ગોફતારે" પોતાના બનતાં બળવાનપણાંથી કલમ ચલાવીછે. માલનો ખપ યા બજારનો ખર તપાસ્યા વગર સઘળા મિલવાળાઓ માલ બનાવવા પાછળ જીપલાવી પડયા, તેઓની તે સઘળી અવિચારી હરીફાઈ સામે "રાસ્ત ગોફતારે" મજબુત કલમ ચલાવીછે. અમલ્ય કરીને મિલ એજંટો આખી જીંદગી સુધીના જે બાઇફ કમિશનોનો લોભી લુબકો ખાવા પડયાછે, અને તેઓ નફા ઉપર નહી પણ માલની બનાવટ ઉપર લઈને, જેટલો બને એટલો માલ વધારી દેવાના લોભ ઉપર ભાગીદારોનો ભોગ લેવા પડયાછે, તે ખરાબી અને ખુવારીભરેલી રૂઈને જેટલી "રાસ્ત ગોફતારે" નિયમિત લખાણોથી ઉંઘાડી પાડીછે તેટલી બીજા કોઇ પત્રકારે ઉંઘાડી પાડી નથી. વળી મિલોના વહીવટમાં લુચ્ચા ને લોભી એજંટો અને તેમના સગાવહાલાઓને વર્તાવવાનાં કેવાં કાળાં ધોળાં ચાલેછે, તે સઘળું બતાવી આપવાને મિલોના એક જાણકાર પાસે હારબંધ લખાણો કરાવી "રાસ્ત ગોફતારે" તે સઘળાં લખાણોને ગુજરાતી અને ઇંગ્રેજીમાં એક ચોપાનીઆં રૂપે બાહાર પાડયાંછે. તે વાંચનારી આલમની યાદમાં એટલું તો તાજું છે કે એ વિષે વધારે લંબાણ કરવાની કશી જરૂર નથી.

## કારખાનાઓને લગતા ધારાનો સવાલ.

આપણાં વચ્ચે પડેલાં કારખાનાઓના ગરીબ કામદારો ઉપર લોભી મિલ માલેકોના લોભની ખાતર ઘણી લાંબા મજુરીનાં વહીવાંની વેઠ આવી પડવાથી જ્યારે તેમની કાઠી ઘસાઈ જવા અને તનદરોસ્તી નાશ પામવા લાગી, ત્યારે કારખાનાઓમાં મજુરી કરવાના કલાકોની ઘટતી હદ બાંધીને તે બિચારાં ગરીબોની મજુરીના કલાકો ઘટાડવા માટે સન ૧૮૮૧ માં ખાસ ધારો પસાર કરાવવાની મરહુમ શેઠ સો. શા. બંગાલીની ઉભી કરેલી ચર્ચાને "રાસ્ત ગોફતારે" દિલસોજીથી ઉપાડી લીધી. મિલવાળા માતબરો અને તેમના વગ તળેના છાપાવાળા સઘળા એ નવા ધારાની સામા થયા, ત્યારે "રાસ્ત ગોફતાર" એકલુંજ તે પત્ર હતું કે જેણે ગરીબ કામદારોની પક્ષમાં રહીને આ ધારાની

મજબુત હિમાયત ચલાવી, અને અંતે તે ચર્ચાનું પરિણામ નામદાર સરકારે તે ધારો પસાર કરવામાં આવ્યુ છે.

ઉપલી સંસારી, ધર્મ સંબંધી, અને વેપાર ઉદ્યોગ સંબંધી "રાસ્ત ગોફતાર" ની સેવાઓ પછી રાજદ્વારી બાબતો ઉપર આવતાં એ પત્રે કેટલીક જીકરો જોશબંધ ચલાવીછે, તે અંહી યાદ કરવાજોગ છે. એઓમાં પેહલો તપાસવાજોગ સવાલ આ છે—

**લેજીસ્લેટિવ કાઉન્સીલના દેશી મેમ્બરોનો સવાલ.**

આ મથાળું વાંચીને વાંચનાર વિસ્મય પામશે કે આ રાજદ્વારી સવાલ ઉપર "રાસ્ત ગોફતાર" ને જીકર ઉઠાવવા જોગ શું હશે? પણ તેની આગળી તવારીખમાંથી એ વિષે ઘણું મળી આવેછે. સરકારી ધારા બાંધનારી કાઉન્સલોમાં દેશીઓને દાખલ કરવાનો કીમતી હક સન ૧૮૬૦ પછી મળવા લાગ્યો, ત્યારે તે વિષે "રાસ્ત ગોફતારને" ઘણીક શખ્ત લડત ચલાવવી પડી હતી. આજે કેળવણી પામેલા દેશીઓની કાઉન્સીલના મેમ્બર દાખલ પુરતી પિછાણ થવા લાગીછે. પણ પેહલાં તેમ નહી હતું. એ હક ઉપર નામદાર સરકારે પેહલી બારીમાં મુખ્ય કરીને શેઠિયાઓની પિછાણ કરી હતી. હિંદુ શેઠિયાઓમાંથી કાઉન્સીલર દાખલ મરહુમ શેઠ જગંનાથ સંકર શેઠ અને મરહુમ સર મંગળદાસ નથુભાઇની સરકારે નેમણુંકો કરી હતી તે વાંધાભરેલી નહી હતી, પણ પારસી શેઠિયાઓમાંથી લેજીસ્લેટિવ કાઉન્સીલની જે નેમણુંકોની સામે "રાસ્ત ગોફતારે" મોટાં જોશથી લડત ઉઠાવી હતી, તે મુખ્ય કરીને શેઠ દસ્તમજી જમશેદજી જીજીભાઇ, શેઠ ફરામજી નસરવાનજી પટેલ અને શેઠ મેહરવાનજી જીજીભાઇ સરખા માનવંત મરહુમો સામે તથા હિંદુઓમાંથી મરહુમ શેઠ પ્રેમાભાઇ હેમાભાઇ અને મેહચરદાસ અંબાઇદાસ સરખા શેઠિયાઓના કાઉન્સીલર દાખલના નબળા દેખાવ સામે ઉઠાવી હતી. અને "રાસ્ત ગોફતાર" ની આ સઘળી ચર્ચા સન ૧૮૭૨ ખાસ ને વિશેષ જોશ ઉપર ત્યારેજ ચહડી હતી કે જ્યારે આનરેબલ શેઠ મેહરવાનજી જીજીભાઇની કાઉન્સીલના એોધાની મુદત પુરી થવાથી તેવણને મુંબઇ અને દેશાવરો ખાતેથી સંખ્યાબંધ માનપત્રો આપવાની હીલચાલ ઉભી થઇ હતી. આ માનપત્રો સામેની અમારી અદના લડત સઘળી એકજ હાથની હોવા છતાં જાહેરમાં તે ઘણું જબરદસ્ત જોશ પકડી બેઠી હતી, અને આ પત્ર સામે કાંઇ ગાળગલોચી તથા શખુનદરાજીનો મારો બાકી રહ્યો હોય તે વંચ્યો સંચ્યો મારો સઘળો અમારાં ખમતાં આવેલાં ખભાં ઉપર અમોને એ ચર્ચામાં ખેંચી લેવો પડયો હતો.

**ડુંગરવાડી ઉપરના હુમલાનો સવાલ.**

સન ૧૮૭૪ માં પારસીઓ વિરૂધ મુસલમાનોનું હુલ્લડ ઉઠયું હતું. તે હુલ્લડની આગનું પેહલું પજરણ તેની સેજ અગાઉ સન ૧૮૭૩ માં પારસીઓની ડુંગરવાડીની દોખમાવાળી પવિત્ર મીલકત ઉપરના ધસારાથી નખાયું હતું. પોતાના સેવટના આરામખાની પવિત્રાઇના બચાવ કીજે તથા પોતાનાં ગુજરેલાં વ્હાલાંઓના ત્યાં નખાયલાં સેવટનાં હાડકાંના બચાવ કીજે પારસીઓ આ ધસારા સામે ઉસ્કેરાયા હતા, તે અગત્ય કરીને એટલામાટે કે તે ધસારો લાવનારા જુદદીનવાળાઓને પોલીસની મદદ અથવા ઉત્તેજન માલમ પડયું હતું. પારસીઓની સામે પોલીસે સેશનમાં મોટો મુકદમો ચલાવ્યો હતો, જેમાં મરહુમ મી૦ આનસ્ટિ બારિસ્ટરની બળવાન હિમાયતથી પારસીઓ જીત્યા હતા. એ પછી પોલીસની ચાલ સામે સરકારમાં ફરિયાદ લઇ જવાનો સવાલ "રાસ્ત ગોફતારે" ઉભો કીધો હતો, અને તે ફરિયાદ ઉઠાવવા સારૂં અનજુમનની એક જાહેર સભા ભરવા માગી હતી, તથા આ પત્રના અધિપતિની આગેવાનીથી મુખ્ય પારસી ગૃહસ્થોની સહી સાથનું એક વગવાળું "રેક્વિજીશન" અનજુમનના ટ્રસ્ટી સાહેબો ઉપર મોકલવામાં આવ્યું હતું. તે "રેક્વિજીશન" ની અરજ ટ્રસ્ટી સાહેબોએ બાહાલ નહી રાખી અને અનજુમનની સભા નહી બોલાવી, ત્યારે "રેક્વિજીશન" કરનારા સાહેબોએ નારાજ થઇ, ટ્રસ્ટી સાહેબો સામે એક મજબુત પ્રોટેસ્ટ ઉઠાવ્યો. તે પ્રોટેસ્ટ કરવા માટે "રેક્વિજીશન" કરનારા સાહેબોએ પોતાનીજ તરફથી પારસીઓની એક જાહેર સભા તા૦ ૨૨ મી સપ્ટેમ્બર ૧૮૭૩ ને દિને "આલબ્લેસ બાગ" માં બોલાવી. તે સભાની પ્રમુખી મરહુમ શેઠ સોહરાબજી જમશેદજી જીજીભાઇએ લીધી હતી, તથા તેવણે, મી૦ કે. ન. કાબરાજીએ, મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કામાએ, અને શેઠ નવરોજજી માણેકજી વાડિયા વગેરેએ ભાષણો કીધા બાદ તે જાહેર સભાએ અનજુમનના ટ્રસ્ટીઓ સામે પારસી કોમના એક પ્રોટેસ્ટ બેએ નાપસંદગીનો ઠરાવ એકમતથી પસાર કીધો હતો. ઉપલાં "રેક્વિજીશન" તથા ઉપલા "પ્રોટેસ્ટ" અને ઉપલી જાહેર સભાની સઘળી આગેવાની "રાસ્ત ગોફતાર" ના અધિપતિએ બીજા ગૃહસ્થોની સાથે મળીને ચલાવી હતી. એ સઘળી હીલચાલમાં "રાસ્ત ગોફતાર" ના અધિપતિએ એ પત્રના **માજી મશહુર મરહુમ શેઠ સો.** શા. બંગાલીના વિચાર વિરૂધ કામ લીધું હતું.

**મી૦ ઓમાનીની મિનિટને લગતો સવાલ.**

સન ૧૮૮૦ માં બીજી એક અગત્યની રાજદ્વારી ચર્ચામાં "રાસ્ત ગોફતાર" ને રોકાઇ રેહવું પડયું તે ચર્ચા માજી કમિશનર મી૦ આર્થર કાફર્ડની સામે સરકારના ચલાવેલા મુકદમા વેળા પોલીસ ખાતાંના વડા મી૦ ઓમાનીએ કરેલા રિપોર્ટને લગતી હતી. એ રિપોર્ટમાં મજકુર અમલદારે પારસી કોમ ઉપર અને પારસી કોમના શેઠિયાઓ ઉપર મી૦ કાફર્ડને તેના અપરાધોમાં મદદ આપવાનું બોહતાન મુકયાથી પારસી કોમને મોટો ક્રોધ ઉપજ્યો હતો. તે ક્રોધ નામદાર સરકારને દેખાડી આપવા પારસીઓએ અને તેમના તરફથી "રાસ્ત ગોફતારે" તથા બીજાં પત્રોએ મજબુત પોકાર ઉઠાવ્યો. તે જાહેર સભા ભરવા સારૂં અનજુમનના ટ્રસ્ટી સાહેબો જોગ ૫૦૦૦ સહીઓનું એક વગવાળું "રેકિવજીશન" તૈયાર કરી મોકલવામાં આવ્યું. તે મુજબ પારસી અનજુમને આલબ્લેસ બાગ મધે એક જબરી મોટી સભામાં તા૦ ૨૫ મી આગસ્ટ ૧૮૮૯ ને દિને એકઠું મળીને એકમતે એક "પ્રોટેસ્ટ" પસાર કીધો. આ "રેકિવજીશન" તથા "પ્રોટેસ્ટ" કરવા કરાવવામાં "રાસ્ત ગોફતાર" અને તેના અધિપતિનો આગેવાનીભરેલો ભાગજ માત્ર નહી હતો, પણ શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી સી. આઇ. ઇ. અને આનરેબલ શેઠ ફીરોજશાહ મેહરવાનજી મેહતા સી. આઇ. ઇ. ના વિચારની વિરૂધ તે સઘળું કામ થવાથી, તેઓ અને તેમની

પક્ષનાં વર્તમાનપત્રો પણ અનજુમનનાં તે કામની વિરૂધ થઇ ગયાં હતાં, અને તે તકરારની ગરમાગરમીમાં એટલું તો જોશ ઉસ્કેરાયું હતું કે તેમાંથી

### "કૈસરે હિંદ" અને "રાસ્ત ગોફતાર" વચ્ચે એક મોટો ફોજદારી લાઇબલ કેસ

ઉભો થયો હતો. મજકુર અનજુમન સભાને લગતી એક બાબતમાં અમારી ભૂલ થવા ઉપરથી તે મુકદમામાં ઉપલા ગૃહસ્થો "રાસ્ત ગોફતાર" ની વિરૂધ ઉભા રહ્યા પછી, અમોને તે મુકદમામાં શિકસ્ત મળી હતી. પણ તેભી માત્ર નામનીજ શિકસ્ત હતી, કેમકે મુકદમો તપાસ કરનાર મી૦ કુપર માજીસ્ટ્રેટે મુકદમાને તેનાં અતિશય નજીવાપણાને માટે ઘણીક વાર હસી કાહાડયા પછી, તથા ઘણો નજીવો દંડ કરવાની જાબજા બાયશ બતાવ્યા પછી અમો અપીલ કરનાર છીયે એવું જાણ્યાથી અમોને અપીલ કરવાને બની આવવા સારૂં રૂ૨૦૧ નો દંડ કીધો હતો, કેમકે જો તેટલો દંડ ન કરત તો કાયદા પ્રમાણે અમારીથી અપીલ થાતજ નહી. એટલુંજ નહી પણ વળી મુકદમાનો મુખ્ય મુદો કેસરે હિંદના અધિપતિને "ગુરગીન"નું નામ આપવા બાબેનો હતો, તે મુદા ઉપરનો ફડચો તો અમારી તરફેણમાં થયો હતો અને વાદીને "ગુરગીન" કેહવામાં તેની બદનક્ષી થઇછે એ ફરિયાદ તેને પોતાને કાહાડી નાખવી પડી હતી, તેથી તે બીનામાં કાંઇ પણ બદનક્ષી થવા વિષે માજીસ્ટ્રેટનો ચુકાદો થવાનો રહી ગયો હતો.

### હિંદી કાન્ગ્રેસનો સવાલ.

હવે "રાસ્ત ગોફતાર"ની જીંદગીમાં ચર્ચાયલા રાજદ્વારી સવાલોમાંના એકનીજ નોંધ લેવાની રહીછે. તે આ પત્રની દેશીઓનાં કાન્ગ્રેસ નામનાં રાજદ્વારી મંડળ વિરૂધની વલણ વિષેનો સવાલ છે. રાજદ્વારી હકો અને હાજતોની જાહેર હિમાયતો કરવાને તો "રાસ્ત ગોફતાર" નો ટેકો હંમેશનો છે, અને જ્યારે અસલની બાંમ્બે આસોસીએશન તથા મંડનવાળી ઇસ્ટ ઇંડયા આસોસીએશન તથા મુંબાઇની પ્રેસિડનસી આસોસીએશન પેહલવેહલી ઉભી થઇ ત્યારે એ રાજદ્વારી સભાઓને "રાસ્ત ગોફતાર"ની મદદ આલુજ હતી. એજ પ્રમાણે આ કાન્ગ્રેસ મંડળની જ્યારે પેહલવેહલી સન ૧૮૮૫ માં મુંબઇ મધે સ્થાપ્ના થઇ ત્યારે તેને આ પત્રે ટેકો આપ્યો હતો, પણ ત્યારપછી જેમ જેમ આ મંડળનું કામ ચાલતું ગયું તેમ તેમ મધ્યમપણાંનાં જે ધોરણ તથા વફાદારીની જે વલણ ઉપર મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી તથા સોહરાબજી શાપુરજી અને બીજાઓ રાજદ્વારી સભાઓને ચલાવતા હતા, તે મધ્યમપણું અને તે વફાદારીનાં ધોરણની આ કાન્ગ્રેસ મંડળમાં ખુટ જોઇને તેના ઉપર સમજુ દેશીઓની નાખુશી ઉતરવા લાગી. વળી આ કાન્ગ્રેસ સભાની હિમાયતો એક કોમ દાખલ પારસી કોમની આડે આવતી, અને પારસીઓને હિંદુઓની પછાત નાખી તેમના હકને નુકસાન કરવાની રૂઢી એ મંડળમાં જણાવા લાગી ત્યારથી આ "રાસ્ત ગોફતારે" કાન્ગ્રેસ મંડળ સામે અને તેમાં પારસીઓનાં સામેલ થવા સામે વાંધો ઉઠાવ્યો. તેમ કરતાં કાન્ગ્રેસ સરખાં મંડળો થવાં નહી જોઇયે, અથવા એ મંડળો પોતેજ વાંધાભરેલાં છે, એવું કેહવાની અમારી મતલબ નહી હતી. માત્ર ઇંગ્રેજી રાજ્ય અને પારસી કોમની વિરૂધ જતી એ મંડળની અને મંડળના આગેવાનોની કામ કરવાની રીત સામે અમારો વાંધો હતો. આ વાંધાને લીધે કાન્ગ્રેસવાળા આ પત્રના ભલા ભલા મિત્રો સાથ અમોને મતફેર પડયો. પ્રોફેસર દાદાભાઇ નવરોજજી સરખા આ પત્રના પેહલા માલેક, તથા આનરેબલ મી૦ ફીરોજશાહ મેહરવાનજી મેહતા સરખા આ પત્રના ઉપયોગી હિમાયતી અને મી૦ દીનશાહ એદલજી વાછા સરખા અમારા મદદગાર મિત્રથી અમોને મતફેર પડયો. પણ ગમે એવા મિત્ર યા મદદગારથી અલગ પોતાનું સ્વતંત્રપણું જાળવી રાખવાની જે એકજ નેમ ઉપર "રાસ્ત ગોફતાર" પેહલેથરથી ચાલતું આવ્યુંછે, અને મી૦ દાદાભાઇ નવરોજજી તથા બીજા મદદગારો પોતેજ એ પત્રને ચલાવવાનું શિખવતા આવ્યાછે, તેજ નેમ ઉપર કામ લઇ કલમ ચલાવતાં આ પત્રે પોતાના ભલા ભલા દોસ્તોની દરકાર કરી નથી, પણ દોસ્તોને દુસ્મન થવા દીધાછે, અને આગળી લડતોમાં આ પત્રને બનતું આવ્યુંછે તેજ તેનું બનવાનું આ લડત દરમ્યાન પણ ચાલુ રહ્યુંછે.

---

### પ્રકરણ ૫ મું અને છેલ્લું.
### સેવટ.

ઉપલાં સાચાં વર્ણન પછી "રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાશ" ની આ ટુંક તવારીખ અંહી ખતમ કરીયે છીયે. અડધી સદીની જીંદગી પુરી કરીને આજે પોતાનાં ૫૨ માં બેસતાં સાલની શરૂઆતમાં તેની એ લાંબી જીંદગી અને દીર્ઘાયુષને માટે પેહલાં તો અમારે પાક પરવરદેગારની શોકરગુજારી કરવાની છે. તેને અનેક વિટંબણાઓના વળમાંથી છોડવી લઇ તથા તરેહવાર જીકરીઓની જોશભરી આગના ગરમાગરમ મારા તળેથી બચાવી લઇ તે સાહેબે આજસુધી જીવતું રાખ્યુંછે એજ તેને માટે ઘણું છે અને ગણીમત છે. "રાસ્ત ગોફતાર"ને એક આઇતવારિયાં અઠવાડિક પેઠે ઉભું કરવામાં તેના પેહલા સ્થાપક પ્રોફેસર દાદાભાઇ નવરોજજીએ જે તર્ક અને બુદ્ધિ ચલાવી હતી, તે સઘળી તેની આ પચાસ વર્ષની જીંદગીએ પુરી પાડીછે. આઇતવાર લોકોની ફુરસદનો એક દિવસ હોવાથી તેમની નવરાસ ગાળવાને કાંઇક સારૂં વાંચણ તેમને દર આઇતવારની સહવારના પ્રહરમાં મળે તો તે વધારે શોખથી વંચાય અને લોકોમાં વધારે સારી અસરનો વગ ચલાવી શકે. એમ સમજીને પ્રોફેસર દાદાભાઇ નવરોજજી અને મરહુમ શેઠ ખુ. નો. કામાજીએ આ પત્ર ઉભું કીધું હતું, ત્યારે તેની આજની ફતેહમંદ હાલત તેઓએ સ્વપ્નેભી વિચારી નહી હશે. અને તે ફતેહનો ખ્યાલ પેહલાં તો તેની જીંદગીના આ પચાસ વર્ષને છેડે તેનાં તનદરોસ્ત અને ટટાર જીવતું રેહવાથીજ મળેછે. "રાસ્ત ગોફતાર" ના નમુના ઉપર આઇતવારિયાં અને અઠવાડિક પત્રો કેટલાંબધાં પેદા થયાંછે અને કેટલાંબધાં મરી ગયાંછે, તેમની આ ઠેકાણે ફકત યાદજ કરેલી બસ છે. છેલ્લાં પચાસ વર્ષના છાપાનો એક સુમાર કાહાડતાં મુંબઇ અને દેશાવરો મળીને **પચાસ** અઠવાડિક ગુજરાતી પત્રોનો હિસાબ મળેછે, કે જેમાંનાં ઘણાં ખરાં આઇતવારિયાં પત્રો છે. તે પત્રોની એક બનતાં સુધી સંપૂર્ણ ટીપ નીચે ઉતારી લઇયે છીયે—

### મુંબઈનાં પત્રો.

૧. પારસી રિફાર્મર.
૨. ચિત્રજ્ઞાન દર્પણ.
૩. દોસ્તે પારસી બાનુઆન.
૪. સમશેહરે રમુજ.
૫. પારસી પંચ.
૬. આપઅખત્યાર.
૭. યજદાં પરસ્ત.
૮. બાગે નશિહત.
૯. સૂર્ય પ્રકાશ.
૧૦. સૂર્યોદય.
૧૧. ગુજરાતી ટાઇમ્સ.
૧૨. ગુજરાતી રિવ્યુ.
૧૩. સનડે ટાઇમ્સ.
૧૪. મુંબઇ દોસ્ત.
૧૫. ખોજા દોસ્ત.
૧૬. સત્ય દીપક.
૧૭. સત્ય મિત્ર.
૧૮. ઇખ માજદયસ્નનામ.
૧૯. આર્ય મિત્ર.
૨૦. લોક મિત્ર.
૨૧. દાતરડું.
૨૨. બામ્બે ક્રાનિકલ.
૨૩. કૈસરે હિંદ.
૨૪. ગુજરાતી.
૨૫. દાંડિયો.
૨૬. પંચ દંડ.
૨૭. ભીમસેણ.
૨૮. રમતા રામ.
૨૯. જામે જાહનુમા.

### દેશાવરનાં પત્રો.

૩૦. ગુજરાત મિત્ર.
૩૧. ગુજરાત દર્પણ.
૩૨. દેશી મિત્ર.
૩૩. સૂર્ય પ્રકાશ.
૩૪. સુરત અખબાર.
૩૫. નવસારી પ્રકાશ.
૩૬. ભરૂચ સમાચાર.
૩૭. ભરૂચ મિત્ર.
૩૮. વડોદરા વત્સલ.
૩૯. સિયાજી વિજય.
૪૦. દીનમણિ.
૪૧. સમશેહર બાહદુર.
૪૨. પ્રજા પોકાર.
૪૩. અમદાવાદ સમાચાર.
૪૪. પ્રજા મિત્ર.
૪૫. ન્યાય દર્શક.
૪૬. હિતેચ્છુ.
૪૭. દેશ ભક્ત.
૪૮. રાજ્ય ભક્ત.
૪૯. કાઠિયાવાડ ટાઇમ્સ.
૫૦. કાઠિયાવાડ સમાચાર.

ઉપલાં પત્રોમાંનાં આશરે ડઝનેક સિવાએ સઘળાં મરી ગયાછે અને તેમાના પણ કેટલાંક રિબાતી હાલતમાં છે. એમાનાં ઘણાંક તો "રાસ્ત ગોફ્તાર" ના નમુના ઉપર "રાસ્ત ગોફ્તાર" સામે ખાસ હરીફાઇને માટેજ ચલાવવામાં આવેછે અને અમારા હડહડતા હમનબર્દના અવતારમાંજ તેઓ જીવવા પામ્યાછે. તેઓનો ગુજરોજ "રાસ્ત ગોફ્તાર" ની દુશ્મની ઉપર છે. જે વાંધ "રાસ્ત ગોફ્તાર" બજે યા કરે તેની સામે થવાની તેઓની ઉલટ, ઉમેદ અને નેમ છે. "રાસ્ત ગોફ્તાર" ની પોતાની સામેજ નહી પણ "રાસ્ત ગોફ્તાર" ને લાગતા વળગતાં માણસો બલકે "રાસ્ત ગોફ્તાર" નાં પસંદ કરેલાં ખાતાંઓ અને મંડળીઓના પણ તેઓ જન્મવેરી થઇ પડયાછે.

પણ એ સઘળી હરીફાઇ વચ્ચે "રાસ્ત ગોફ્તાર" નું ફતેહમંદી સાથ ટકી રેહવું એ તેના આજ ૩૯ વર્ષથી આજસુધીના અધિપતિની ગમે એટલી મગરૂરી હોય, પણ "રાસ્ત ગોફ્તાર" ની એ ફતેહ સઘળી તેના માનવંત અને બુજર્ગ સ્થાપકો તથા મદદગારોની રૂડી વાણીના પ્રતાપ છે. ખરેખર આ પત્રને ઉધારવા અને છેરિવાને તેના હાલના અધિપતિ સાથે તેના માલિકોએ જેટલું બધું ખમ્યુછે અને જેટલા બધા ભોગ આપ્યાછે, તેટલું બીજા કોઇ છાપાના માલિકોએ ખમ્યું નહી હશે એમ હિંમતથી કેહવાઇ શકાશે. જો તેમની પાદશાહી પીઠ ખમવાને શક્તિવાન હોત તો ઉપલા પચાસથી વધારે અઠવાડિક છાપાઓમાંના ચાલ.સેક છાપા મરી ગયા નહી હોત, પણ અમારા માલિકો વિષે બોલતાં આ પત્રના જુના માલિકોની વચ્ચે તેના હાલના બુજર્ગ માલિકને અમે ભુલી જવા ચાહતા નથી. ૧૮૬૯ માં આગળા માનવંત માલિકો પાસેથી પત્રને પોતાના સ્વાધીનમાં લેતાં નવા માલિકો મેસર્સ બેહરામજી ફરદુનજીની કું૦ એ તે સાહેબો સાથ પત્રને તેની અસલ નીતિરીતી મુજબજ ચલાવવાની કબુલાત આપી હતી. આગળા અને હાલના માલિક વચ્ચે જે બન્ધન થયું હતું, તે બન્ધનમાં પેહલવેહલી શરત ઇંગ્રેજી રાજ્ય તરફ વફાદારી જાળવવાની હતી, અને તે પછી પત્રની કેળવણી સંબંધી, સંસારી, અને ધર્મ સંબંધી સુધારા પક્ષ જાળવી રાખવાની શરતો કરેલી હતી. આગળા માલિકો સાથ કરેલી એ સઘળી શરતો હાલના માલિક સાહેબ કેવી વફાદારીથી બજા લાવ્યાછે અને એ શરતો અદા કરતાં પત્રનું સ્વતંત્રપણું જાળવી રાખવાને હાલના માલિક સાહેબે પોતાના પૈસા, વખત અને એશઆરામનો કેટલો ભોગ આપેલોછે તે પણ કેહવાની જરૂર નથી. "રાસ્ત ગોફ્તાર"ની પચાસ વર્ષની આ જીંદગીના પેહલા દાયકામાં તેના કેટલાક અધિપતિ થઇ ગયાછે. અધિપતિઓનો ફેરફાર છાપા માત્રની શોભા સુજત છે, પણ "રાસ્ત ગોફ્તાર" પત્રની કિસ્તીનાં સુખાણુને એકજ અધિપતિ છેક ૧૮૬૨ નાં સાલથી બાજી રહ્યોછે, તે તેને પોતાને જેટલું માનભરેલું હોય, તે કરતાં તેના માલિકને વધારે માનભરેલું છે, કે જેઓએ જેમ બીજા પત્રોના માલિકો ધોરણના વાગા બદલે તેમ અધિપતિઓને બદલી નાખેછે તેવી રીતે ન કરતાં નજદીક ચાલીસ વર્ષ થયાં સુખે કે દુખે. સારે કે માઠે એક અને એકજ અધિપતિને પકડી રાખ્યોછે. તેવણે પત્રને માથે આવી પડેલાં તુફાની વાદળોમાં અધિપતિની ઓરડુએ ઉભા રહી પત્રની કિસ્તીને ખરાબાઓ સામે બચાવી દેવાની બાહદુરીભરેલી મદદમાં હાથ લંબાવ્યોછે, તથા પત્રની જુદી જુદી લડતોમાં છેક ધારાની અદાલતમાં ઉભા રેહવાની હદ સુધી પત્રનું નામ અને નોક જાળવી રાખવાને અધિપતિને હિમત અને ઉલટ આપતા રહ્યાછે. તેમજ બીજા હાથ ઉપર પત્રના સુધારા વધારા પાછળ અને ચિત્રોના શણગાર અને ચિત્રપોથીઓની ભેટ વગેરેથી વાંચનારી આલમમાં પત્રના ઉપયોગીપણાનું બેંચાણ વધારવા પાછળ જરૂરનો ખરચો ખર્ચ કરવાની તેવણે જે સાહસિક હિમત અને ઉલટ ચાલુ રાખીછે તે સર્વને માટે અધિપતિ એ બુજર્ગ માલિક સાહેબનો ઉપકાર માનેછે, અને પત્રની જેબ્બી ફતેહ થઇ હોય તેનો સઘળો જશ તેવણને આપેછે. પત્રનો અધિપતિ તેના માલિકથી છે, તેમ માલિક તેના અધિપતિથીજ થયા હોય એમ સમજેછે. માલિકથી અધિપતિની અને અધિપતિથી માલિકની આબરૂ છે. દાદાર અહુરમજદ એ આબરૂને કાયમ કરે. અને બીજાં પચાસ વર્ષ પછી "રાસ્ત ગોફ્તાર" પોતાની સદીનો આનદોત્સવ ભોગવવાને ભાગ્ય-સાલી થાય એટલીજ અમારી દુવા છે. આમીન !

સમાપ્ત.

## પુરવણી.

આ પુસ્તકના સફા ૫૬ અને ૫૭માં "રાસ્ત ગોફતાર" થી ચર્ચાએલા રાજદ્વારી સવાલોનો જે હેવાલ આપ્યોછે, તેમાં એક અગત્યની ચર્ચા ભૂલથી રહી ગઈછે, તેની ખુટ આ વધારારૂપે પુરી કરવા માગીએ છીએ. તે સન ૧૮૭૯ માં ફિતુરી છાપા વિષેની ચર્ચા હતી. તે વખતના વાઈસરાય લાર્ડ લિટને હિંદુસ્તાનની ધારા બાંધનારી સભામાં દેશી છાપાને મોહડે ડુચો દેવાનો એક ધારો પસાર કરાવ્યો હતો; અને તે ધારાના ટેકામાં આખાં હિંદુસ્તાનના દેશી પત્રોમાંથી જુદા જુદા વાંધાભરેલાં લખાણોના ઇંગ્રેજી તરજુમા ઉતારી લઈ "ફિતુરી ફકરાઓ" નો એક સંગ્રહ કાઉન્સિલમાં રજુ કીધો હતો. તે ફકરાઓમાંથી માઠાં ભાગ્યે "રાસ્ત ગોફતાર" બચી જવા પામ્યું નહી હતું, કેમકે બાગબ્લોગે તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૭૭ ના આ પત્રમાંથી એક તરજુમો તે "ફિતુરી ફકરાઓ" માં દાખલ થવા પામ્યો હતો. આવી રીતે "રાસ્ત ગોફતાર" ને ફિતુરીમાં સંડોવવાનાં સરકારનાં તે કામથી આ વફાદાર પત્રને માથે એક એવું કલંક લગાડવાની કોશિશ માલમ પડી હતી, કે જે કલંકની કાળી ટીલીમાંથી તેને બચાવવુંજ જોઈએ. એટલામાટે "રાસ્ત ગોફતાર" ના અધિપતિએ સરકારનાં તે કામ સામે મજબૂત પ્રોટેસ્ટ ઉઠાવી અને પોતાની અરજી વાઈસરાયનાં તખ્ત સુધી પોહચાડીને અંતે નામદાર સરકાર તરફથી ઇનસાફ મેળવ્યો હતો.

"રાસ્ત ગોફતાર" ની તકરાર એવી હતી કે "ફિતુરી ફકરાઓ" ના સંગ્રહમાં સરકારી તરજુમો કરનારની ભૂલ હતી, અને "રાસ્ત ગોફતાર" ની જે કાંઈ કેહવાની મતલબ હતી, તેનાથી ઉલટોજ અર્થ સરકારી દુભાસ્યાએ ઉઠાવ્યો હતો. તેમ હતું તે દેખાડવાને "રાસ્ત" ના અધિપતિએ માત્ર પ્રોટેસ્ટ ઉઠાવીને સબુરી પકડી નહી, પણ પોતાની તરફથી તેજ ફકરાનો સચ્ચાવાર પણ સહી તરજુમો હાઈકોર્ટના વડા દુભાસ્યા મરહુમ મી૦ ફ્રીન પાસે કરાવીને સરકાર ઉપર મોકલી આપ્યો, અને સરકારી ભૂલભરેલા તરજુમાને આધારે "રાસ્ત ગોફતાર" ને થએલા ગેરઇનસાફમાંથી સરકારની દાદ માગી. આ અરજી મુંબઈની સરકારે પોતાની તરફની ભલામણના ટેકા સાથે વડી સરકાર ઉપર મોકલી આપી, જેથી આ પત્રે માગેલી દાદ અંતે તેને મળી આવી, તે એમ કે વાઈસરાય-ની સરકારે સિમ્લાની ૫ મી જુન ૧૮૭૯ ની તારીખના મુંબઈની સરકાર જોગા પોતાના કાગળમાં નીચલું લખાણ કરીને "રાસ્ત ગોફતાર" નાં મજકુર લખાણને ફિતુરનાં કલંકમાંથી મુક્ત કીધું. તે પત્રમાં વડી સરકારના સેક્રેટરી મી૦ બર્નાર્ડે ખુલ્લું લખ્યું કે—

"His Excellency the Governor General in Council has always regarded the Parsee Community whose organ the '*Rast Goftar*' is said to be, as being amongst the most loyal of Her Majesty's Indian subjects. His Excellency in Council is aware that gentlemen connected with the "*Rast Goftar*" have in past times done useful service, he is glad to learn that this journal is usually considered to be loyal, and he is willing to believe that the Extract from the Selections prepared by the translator to the Bombay Government did not adequately represent the scope of the article from which it was taken."



## નવી બાઇસીકલો રૂપ્યા ૧૨૦, સામાન સાથે.

Royal Indian
VATCHA BRO'S
BOMBAY
JAMES CYCLE Co

# વાછા બ્રધરસ.

**કારખાનું તથા મુખ્ય દુકાન.**

૫૭૨, ગીરગામ ગામનું નાકું, મુંબઈ.

મુંબઈમાં સાખા દુકાનો ૬૨૦, ગીરગામ, મુંબઈ.

૯૧, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

રાલે, રોયલ ઈન્ડયન, જેમસ, પ્રોગ્રેસ, વી૦ બી૦, વગેરે

## બાઈસીકલ વેચનારા.

મોટર યાને ઘોડા વગરની છેલ્લી ઢબની
ગાડીઓ આયાત કરનારા.

THE
RALEIGH
RALEIGH CYCLE Co LIMTD
RCCo
NOTTINGHAM ENGLAND
REGISTERED TRADE MARK

**સાઈકલને લગતો તમામ સામાન એડીસનના ફોનોગ્રાફો, પંખાઓ, ઈત્યાદી વેચનારા.**

## સાઈકલો બનાવનારા તથા દુરૂસ્ત કરનારા.

સરસ ઈનેમલ અને નીકલ-પ્લેટ, સીલવર-પ્લેટ, કોપર-પ્લેટ, યાને ગીલીટ કરનારા.

**"આખા હીંદુસ્તાનમાં સાઈકલનું સઉથી મોટું કારખાનું વાછા બ્રધરસનું છે."**

---

લક્ષમી. લક્ષમી. લક્ષમી.

# લક્ષમી. લક્ષમી.

**વરસ એકની કીમ્મત રૂપ્યો દોઢ.**

દર માસે સુંદર ચીત્ર સાથે પ્રગટ થતું મનપસંદ
વાર્તાઓનું જાણીતું ચોપાન્યું.

અધીપતી તથા માલેક:

## માણેકજી એદલજી વાછા.

☛ જુનાં ઘરાકોને અરજ કરવામાં આવે છે કે આ ચોપાન્યું નવી માલિકી હેઠલ ગયાથી તેઓએ તુરત નવેસરથી ઘરાક દાખલ મેશરસ જે૦ બે૦ કરાણીના છોકરાઓ (પુસ્તકો વેચનાર, વોરા બજાર, કોટ, મુંબઈ), ને ત્યાં નામો નોંધાવવાં, નહીતર અંકો પહોંચતા કરવામાં આવતા નથી.

### એક વધુ નવું મત!

"રસીલી વારતાઓનો ચપટો મી૦ પંચનાં ખુબ-કળાંઓને એટલો તો લાગ્યોછે કે તેઓ મા૦ માણેકજી એદલજી વાછાને એવી વારતાના માણેકનો [illegible] માટે મુબારકબાદી આપેછે. મી૦ વાછા [illegible] જવેરી નથી, તોપણ હીરા અને માણેક [illegible] સારી કુનેહ તેઓ ધરાવતા દીસેછે, અને તેઓ [illegible] સાહીત્યની ખાણમાંથી [illegible] તેમને પંચ પ્રજા હજુર [illegible] રાખ્યોછે. મી૦ પંચ તેમ [illegible] છે અને ઇચ્છે છે કે તે [illegible]

**હીંદી પંચ,** [illegible]

---

આજુ સાજનાં સૌથી સરસ દીવાનખાનાને શોભાવે એવાં રસીલાં અને કૈટોલીકોનાં સુંદર ચીત્રો સાથના

**માણેકજી એદલજી વાછા કૃત.**

કેટલાં નવાં પુસ્તકો, કપડાંના સુંદર બાઇન્ડીંગ સાથે.
દરેક વર્તમાનપત્રોએ વખાણેલાં આ પુસ્તકો છે.

### સુલતાની વાર્તા સંગ્રહ.

મોટાં કદનાં પાંચસો પાનાનું અને પોનોસો અતી રસીક વાર્તાઓ ધરાવનારૂં આ નાદર પુસ્તક સુંદર ચીત્રો સાથે હમણાજ બાહેર પડયુંછે. કીમત તથા અંદર સમાવેલી બાબદો સાથે સરખાવતાં આ દલદાર પુસ્તક તદન મફત માલમ પડશે, કીંમત ફક્ત **રૂપ્યા અઢી.**

---

**કલીફ હારૂન અલ રશીદ.**

એમાં એ નામવરને લગતી તરેહવાર વાર્તાઓ તથા બીનાઓના સંગ્રહ આપવામાં આવ્યોછે, અને શરૂઆતથીજ લોકપ્રીય થઇ પડયુંછે. કીમત ફક્ત રૂપ્યા **સવા બે.**

---

**નવી અરેબ્યન વાર્તાઓ.**

"સુલતાની વાર્તા સંગ્રહ" ના કદના લગભગ [illegible] વાર્તાઓ ધરાવનારૂં આ એક [illegible] હવે જુજ નકલો [illegible] રૂપ્યો દોઢ.

[illegible] એજન્ટ સારીનના છે.

[illegible]

**જે. બે. કરાણીના છોકરાઓ,** વોરા બજાર, કોટ;
**પી. ડી. મુકાદમ,** ચરચગેટ સ્ટ્રીટ, કોટ;
**ગજ્જર બ્રધર્સ,** "કોહિનૂર" બ્રાંચ, કાલબાદેવી;
**તથા સર્વ ચોપડી વેચનારાઓને ત્યાંથી.**

પ્રજા વીશ્વાસ ધરાવનારી જાણીતી અને માનીતી પુરાણી

# રોયલ બેકરી.

## રૂસ્તમજી ફરામજી કનફેક્શનર.










કનફેક્શનરી અને મીઠાઈને લગતું સૌથી જુનું અને અનુભવવાળું ખાતું જોશો તો **"રોયલ બેકરી"** જ છે. તદન નવાં ધોરણ ઊપરથી તથા નવા ટેસ્ટ ઊપર ઊપલું ખાતું ચાલેછે. જયાં હમેશ તાજી પેસ્ટરી, અનેક જાતની બીસકીટો, પુડીંગો, પાઈ, પેટીસ વીગેરે બનાવવામાં આવેછે. પેટંટ દવાઓ, આઈલમેન સ્ટોર, પ્રોવીઝન તથા જાણીતા મેકરોની પરફ્યુમરી, સેંટો, સાબુ, લવંડર, બાલનાં સુગંધી તેલો વીગેરે મોટા જથામાં રાખવામાં આવેછે.

એ ઊપરાંત સુરતી મીઠાઈ, બતાસા, ખટાઈ, પેંડા, બરફી, લેવડા, ચણાપાપડી વીગેરે સુરતથી ખાસ અમારા આડતીયા મારફતે મંગાવવાની ગોઠવણ કીધીછે તથા ટુંક વખતમાં મોટા આરડરો બજાવવામાં આવશે. બાહરગામના આરડરો ઊપર પુરતું ધ્યાન આપી સારી પેકીંગથી મોકલવામાં આવેછે.

**નાતાલનાં કેકો તરેહ તરેહની નકશાનાં તથા સાદાં ઊંચી ક્વોલીટીનાં બનાવીયે છીયે,**
**જેની ખાતરી દીનપર દીન વધતા જતા આરડરોથી સાબીત થાયછે.**

માલની પેકીંગ સર્વોતમ થાયછે, એ વીષેની હમોને સેંકડો સર્ટીફીકીટો ઘણાક જાણીતા આબરૂદાર ગૃહસ્થો તરફથી મલીછે, જે જોવા માટે હમારી દુકાનમાં ખુલ્લી મુકીછે.

**એ ઉપરાંત સરઅવસરે ભેટ આપવા લાયક ચીજો જેવી કે ટેબલ ઓરનમેંટ, ફલાવર વાઝો ફોટો ફ્રેમ, આલબમો, લેડીસ કમ્પેનીઅન વીગેરે ફેન્સી ચીજો પણ બજાર કરતાં સસ્તે ભાવે મળશે.**

### વેપારીઓને ખાસ ડીસકાઉન્ટ આપવામાં આવશે.

એક કાર્ડ લખવાથી કોઈ પણ જગાએ માલ મોકલવામાં આવશે.

## રોયલ બેકરી,

ચંદનવાડી ચીરા બજાર. બ્રાંચ—કોટ, વોહરા બજાર.

Please write name and address:



BY SPECIAL APPOINTMENT AGENTS TO THE

**PALANPUR STATE (GUJRAT),**

**CONTRACTORS,**

TO THE B. B. & C. I. AND R. I. M. RAILWAYS,

# MESSRS. NAZERALLY & CUMRUD-DEEN,

**Wholesale Stationers and Suppliers of all Varieties of Paper:**

AND

**General Merchants.**




*No. 220—22, Abdul Rahiman Street, Bombay.*

## THE CHEAPEST STATIONERY HOUSE IN INDIA.

## PAPER DEPARTMENT:

Holds very large stock of Papers for all Trades, such as Writings and Printings, Drawings, Loans, Bank Note and Bills, Account Book Papers, Colours and Browns.

**News Printings**—Plate, Litho, and for every class of work. News of every quality, in Reams.
**Writings**—Hand-made and Machine Writings, Drawings and Account Book Papers.
**Colours**—Coloured & Tinted Writings & Printings, Enamelled, Surface Marbles, Flints, Duplex, & Fancy Papers
**Browns**—Middles, Small Hands, etc. Every kind of Wrapping Papers.
**Tissues**—Copyings, Blottings and Cartridges.
**Boards**—Mill Boards of every quality. Straw Boards.
**Cards**—Cards, Card Boards, Paste Boards & Mounting Boards. Photo Mounts & New Designs in Fancy Cards
**Art Coated Papers**—High Quality.
**Tinted Writing Papers.**
**Envelopes**—Regular Series in Stock. To make to design and Paper.
**Tub-Sized Writings**—Watermark "Nazerally and Cumrud-deen."
**Engine-Sized Writings**—Watermark "Kaiser-i-Hind."

**NEW SAMPLES of ALL PAPERS NOW READY and will be FORWARDED on APPLICATION.**



Please call and inspect our stock.

Articles can be supplied per V. P. P. on receipt of remittance covering forwarding charges and to guard ourselves against possible contingencies.




"રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ"ની હાલની આફીસ.

(દફતર આશકારા છાપખાનું.)

(નાં ૭, ૯, ૧૧, ૧૩, કાવસજી પટેલનો મોહલ્લો, કોટ.)